પુ. ગ્રં. ૩

સુપ્રસિદ્ધ બંગનાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રૉયનાં 'બંગનારી' ઉપરથી

# ગુંજાનો વર

ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ

રૂપિયા બે.

મ્હારા હિતચિંતક શ્રી નટવરલાલ દામોદરદાસ

પરીખનાં સદ્ગત માતુશ્રી

**સ્વ. સૌ. પ્રસન્નબાને**

તેમના પ્રેમાળભાવ

ઋજુ સ્વભાવ અને શાંત પ્રકૃતિની

પુણ્યયાદમાં

**સમર્પણ.**

# પ્રસ્તાવના.

રા. ભીખાભાઇ વ્યાસના નાટકની પ્રસ્તાવના લખતાં મ્હને આનંદ થાય છે. સાહિત્યના ક્ષેત્રમાં તેઓ અજાણ્યા નથી. કદાચ જોઇએ તેટલા જાણીતા નહીં પણ હોય. મ્હને પણ તેમનો અંગત પરિચય બહુ ઓછો છે. તેમના વિષે હું એ ત્રણ વિગતો જ જાણું છું. તેઓ મ્હારા પછાત પંચમહાલના રહીશ છે, આધુનિક ઇંગ્રેજી શિક્ષણના પાસ–કે પાશ ? થી મુક્ત છે, અને છતાં વર્તમાન ગુજરાની સાહિત્ય માટે અપૂર્વ રસ લેઇ તેની યથાશક્તિ સેવા કરવામાં સર્વદા તત્પર રહે છે. તેમની સાહિત્ય સેવાનાં પ્રત્યક્ષ ફળ રૂપ દ્વિમાસિક ‘ બાળક ’ તથા ‘ પંચમહાલ સાહિત્ય સભા ’ ને સહેલાઇથી ગણાવી શકાય એમ છે. ‘ ગુંજાનો વર ’ એ નામનું સુંદર નાટક પ્રસિદ્ધ કરીને તેમણે નાટ્ય સાહિત્યમાં એક સારૂં પુસ્તક ઉમેર્યું છે.

બંગાળાના સુપ્રસિદ્ધ નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રૉયના ‘ બંગનારી’ નામના નાટકનો આ અનુવાદ છે. મૂળ બંગાળીમાંથી હીંદી ભાષામાં ઉતારેલ ‘ ભારત રમણી ’ [illegible]ને અનુસરી આ નાટક લખાયું છે. બંગાળી અસલ તથા [illegible]કરણ એ બેમાંથી એકે હું વાંચી [illegible]કયો નથી. એ[illegible] શકું છું કે ‘ ગુંજાનો વર ’ વાંચતાં વાંચતાં મને ત[illegible]ણનો પડછાયો જરાપણ જણાયો નથી.

શૈલી, ભાષા અને પ્રસંગ એ સર્વ શુદ્ધ ગુજરાતી લાગે છે. અનુકરણની સફળતા એમાં જ છે.

કલા ગમે તેવા પ્રસંગોનું આલંબન લેઇને વ્યક્ત થઇ શકે છે. જો તે શુદ્ધ કલા હોય તો. સંસારની રૂઢિઓ જીવનને કેમ ઘડે છે, એ રૂઢિઓ સ્હામે ઉઠતાં બંડમાં કેટલી કવિતા પ્રેરણા પામે છે અને રૂઢીનાં બલીદાનોમાંથી નવીન ચીજને કેમ ઘડાય છે એ સઘળું સાહિત્યના શિષ્ટ ગ્રંથોમાં પ્રતિબિંબ‌ત થાય છે. 'ગુંજાનો વર' આવા એક રૂઢિના ઇતિહાસનો સુંદર ગ્રંથ છે—સાથે સાથે તે સાહિત્યનો પણ ગ્રંથ છે.

બાળલગ્નથી અભ્યાસ અધૂરો મુકી જીવનમાં ઝંપલાવવાનો દયાળજીને પ્રસંગ આવે છે. એ પુત્ર અને પુત્રિઓનો પિતા બની આછાં પાતળાં સાધનોથી સંસાર નભાવતો પિતાએ મુકેલું કર્જ વાળવાની અને પુત્રીના લગ્ન માટે જરૂરનો પૈસો મેળવવાની ચિંતા નીચે કચરાઇ ગએલો છે, સંતાનોમાં પણ તેને સુખ મળતું નથી, વિનોદીની સુશીલા અને કુમુદિની એ ત્રણ દીકરીઓમાંથી મ્હોટી વિનોદિની વિધવા છે, સુશીલા ઉમ્મર લાયક સુશિક્ષિત યુવતિ છે. પરંતુ ન્યાત રિવાજ પ્રમાણે વરવિક્રયની પ્રથાએ તેને અવિવાહિત રાખી છે. વરની કીંમત આપ્યા સિવાય વર મળે જ નહીં. અને જ્યાં એક વખતનો પ્રશ્ન દાખલ થયો કે અર્થશાસ્ત્રના નિયમો અંગત વ્યવહારમાં પણ લાગુ થાય જ. વચલી દીકરીનો સવાલ ઉકલે ત્યાર પછી ન્હાની દીકરીનો. પરંતુ બહુજ કરૂણ પ્રસંગોમાં એ કુમુદિની—ન્હાની કન્યા મૃત્યુ પામે છે, કુમુદિનીના મૃત્યુનો પ્રસંગ હૃદય ભેદક રીતે વર્ણવ્યો છે.

એ દિકરાઓમાંથી એક દિકરો બાપના ઉપર ત્રાગુ કરી સંન્યાસી થાય છે, બીજો દિકરો જુગારની લતે ચઢે છે. લૂંટ કરે છે અને છેવટે કેદમાં સપડાય છે. મ્હોટે ભાગે પુત્રોની માન્યતા એવી જ હોય છે કે પિતાએ ધનની ખાણુ બનવું જોઇએ. પિતાનું દૃષ્ટિબિંદુ જુદું જ

હોય છે, વધતી જતી ઉમ્મર સાથે વધ્યે જતી જવાબદારીઓના ભારમાં પુત્ર ભાગ પડાવે એવી તેમની ઇચ્છા હોય છે.

અધૂરામાં પુરૂં એમ બને છે કે દયાળજીના મ્હોટા ભાઇ વલ્લભજી વકીલ પિતાના નામનું ખોટું વસીયતનામું બનાવી બધી મીલ્કત પોતે પચાવી પડે છે, અને પિતાનું દેવું દયાળજીને માથે નાખી દે છે. અને પોતાનાં દુષ્કર્મો ઉપર ઢાંકપીછોડો કરવા પરમ વૈષ્ણવ હોવાનો ઢોંગ કરે છે. એટલુંજ નહી પરંતુ નારણજી નામના વૃદ્ધ ધનિક અને પોતાના તેમજ દયાળજીના લ્હેણદાર સાથે સુશીલાનાં લગ્ન થાય એવી તજવીજ કરી એવી પરિસ્થિતિ લાવી મુકે છે કે જો સુશીલા નબળા મનની હોત તો તેનાં લગ્ન થઇજ જાત. એટલુંજ નહીં પરંતુ એ વૃદ્ધ નારણજીની પાપ વાસના તૃપ્ત કરાવવા પોતાની વિધવા ભત્રિજી વિનોદિનીને ફસાવે છે. લાચાર બનેલી વિનોદીની કાઇ પણ ઈલાજ ન જોતાં નારણજીની માણસાઇ ઉપર બધો આધાર મુકી તેનોજ આશ્રય માગે છે, ત્યારે આ વૃદ્ધ ઘડાયલો પાપી પણ પીગળી જાય છે અને તેનામાં રહ્યા સહ્યા ગૃહસ્થાઇના અંશો બળવાન બની તેને પાપમાંથી બચાવે છે. આ પ્રસંગ હૃદયંગમ છે એજ નારણજી ખોટાં વસીયતનામાનુ કાવતરૂ બહાર આણવામાં સહાય કરે છે, અને પાપનો પશ્ચાતાપ કરતો વલ્લભજી છેવટે બંદીખાનાનો અનુભવ લે છે.

દયાળજીને મુસ્કેલીના માર્ગમાંથી બચાવનાર તેના બે મિત્રો વસનજી અને કલ્યાણજીનાં પાત્રાલેખન બહુ સારી રીતે થયાં છે. બન્ને સજ્જનો છે. પરંતુ વસનજી પોતાના સદાચારમાં મસ્ત, બેપરવા, અને દુષ્ટો પ્રત્યે ઝનુનભર્યા વર્તનવાળો છે, તેનો મોજીલો સ્વભાવ નાટકના કરૂણ રસને દીપાવે છે, વસનજીનાં મર્મવચનો, કટાક્ષો અને ચોખ્ખી ટીકા ઘણી રમુજ ઉપજાવે છે. લગ્નમાં સહાય માગતા નારણજીને તે ચોખ્ખીવાત જણાવે છે. “ મહેરબાન ! જો મને એક છોકરી હોત, અને તે કાણી, આંધળી, લુલી…કુબડી

હોત...તો પણ હું તેના હાથ પગ બાંધી પાણીમાં ખુશાથી નાખી દેત......પણ તમારા જેવા પાજી......સાથે તેનાં લગ્ન ન કરત ” લગ્નની તૈયારી વખતે કેટલાક માણસો સાથે દયાળજીના ઘરમાં આવી તે નારણજીને માર મારી લગ્ન અટકાવે છે, અને તેને પરિણામે કેદ ભોગવવા પણ તૈયાર થાય છે. કલ્યાણજી તેને માટે બરાબર કહે છે કે “ લોકો ગીતાનો પાઠ કરે છે, પણ ભાઇ તમે તો ગીતાનું અનુષ્ઠાન કરો છો. ” કેદમાં પણ વસનજીને મઝા પડે છે, તે કહે છે કે “ આ એક રીતે નડારૂં તો નથી......ઘંટી ફેરવું છુ અને તેમાથી લોટ નીકળે છે, એવી રીતે જો માથુ ફેરવત તો તેમાંથી બુદ્ધિ નીકળત. ” જેલમાં તેને ખોટા વસીયતનામાના પુરાવા મળી આવે છે. તેને આધારે તે વલ્લભજીનું કાવતરૂં ખુલ્લું પાડે છે,

કલ્યાણજી સભ્ય, વ્યવહારકુશળ ગૃહસ્થ છે. દયાળજીનો બાળ મીત્ર હો તેને માટે ઘણીજ લાગણી ધરાવે છે, સલાહ આશ્વાસન અને બીજી રીતે સહાય આપી મુશ્કેલીઓ દૂર કરે છે. સુશીલાના લગ્નનો પ્રશ્ન પણ તે સરળ કરી આપે છે, અને પોતાના સુશિક્ષિત પુત્ર મોરારની સાથે સુશીલાનું લગ્ન થાય તો તેની સંમતી આપે છે: માત્ર તે વીલાયત જઇ આવેલો હોઇ ન્યાત બહાર હોવાથી લગ્નમાં વાંધો આવ છે. સુશીલા મોરારને ચાહે છે. મોરાર સુશીલાને પણ ચાહે છે, માત્ર પિતાની મરજી વિરૂદ્ધ સુશીલાને કાંઇ પણ પગલું લેવું ન પડે તે માટે તે સુશીલાના માર્ગમાંથી ખસી જઇ વૃદ્ધ નારણજી માટે રસ્તો ખુલ્લો કરી આપે છે. સુશીલાને પુરૂષ જાત ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે, અને કુટુંબ કલહના પરિણામે ઘરથી ન્હાસી છુટતાં રસ્તામાં લુંટારાઓથી મોરાર તેને બચાવે છે, એટલે પુરૂષ તરફના તેના વિચારો બદલાઇ છેવટે તે મોરાર સાથે પરણે છે.

હિંદુ ગૃહસંસારનાં સુખ દુઃખ, તેના શુભ અશુભ અંશો એ સઘળુ આ નાટકમાં સ્થાન પામે છે. વિચારો આચારને તાબે કેમ

થાય છે; ને રૂઢી કેમ વેગળા મુકાવે છે. ગરીબી સંસ્કારી જીવનમાં કૌટુમ્બીક ક્લેશ પણ કેમ લાવી શકે છે એ સઘળું આ નાટકમાં બહુ સારી રીતે જણાવ્યું છે. નાટકનું વાંચન જેમ જેમ આગળ વધે છે તેમ તેમ રસ ઘટ્ટ થતો જાય છે, અને એક વખત હાથમાં લીધા પછી નાટક પુરૂં કર્યા સિવાય બાજુએ મુકી શકાતું નથી.

રા. ભીખાભાઇની ભાષા સાદી અને સુંદર છે, તે ભવ્ય પણ બની શકે છે. "વર્ષાઋતુમાં વાદળની ગર્જનાથી હૃદય કેવું નાચી ઉઠતું ! ગ્રીષ્મની રાત્રીએ આકાશમાં નક્ષત્રનો સમૂહ દેખાતો ત્યારે જણાતું કે જાણે આકાશ દીપી નીકળ્યું છે." બીજા અંકના ચોથા પ્રવેશમાં શરૂ થતું વર્ષાના તોફાનનું વર્ણન અને પોતાના જીવન સાથેની તેની સરખામણી કે વિરોધ ખાસ ધ્યાન ખેંચે છે, "એવો તો અંધકાર છે કે જાણે આકાશમાં સૃષ્ટિ સમાઇ ગઇ છે; માત્ર અમે અભાગીયાં માણસો અને ભાગ્યું તુટયું ઘર દેખાય છે ! સત્ય છે કે મ્હારૂં જગતમાં કોઇ નથી." વગેરે.

આ નાટકના ગુણ દ્વિજેન્દ્રલાલની કૃતિને લીધે હોય કે રા ભીખાભાઇની કૃતિને લીધે હોય એ મ્હારાથી કહી શકાય એમ નથી. હું તો અત્યારે આ પુસ્તકને રા. ભીખાભાઈના એક સત્ પ્રયત્ન, તરીકે ઓળખું છું. અને એટલું આપણે માટે–ગુજરાતીઓ માટે બસ છે અને નાટકના દોષ ? ગુણ અને દોષનો સમન્વાય તો કોઇ સારા વિવેચનકાર જ કરી શકે. હું તે વિષયમાં મ્હારી અશક્તિ સ્વીકારી લેઇ માત્ર નાટકના ગુણ વર્ણવી વિરામ પામું છું. રા. ભીખાભાઇ આવાં બીજાં નાટકો પ્રગટ કરવા શકિતમાન થાય એવી આશા રાખીએ તો તેમાં ખોટું નથી. આવું પુસ્તક લખી આશાઓ ઉપજાવી રા. ભીખાભાઇએ પોતાની જવાબદારી વધારી છે.

વડોદરા. રમણલાલ વસંતલાલ દેસાઇ.

# બે બોલ.

---

'ગુંજાનો વર ' એ નામ જ અર્થસૂચક છે. જે વર કન્યાના બાપ પાસે અમુક પયડણુની રકમ મૂકાવે તે વરને 'ગુંજાનો વર' કહેછે.

આ રિવાજે ગુજરાતની રજપુત, ઠાકાર, બ્રહ્મક્ષત્રિય, અનાવલા દેસાઇ; પાટીદાર દેસાઇ; સિદ્ધપુરના ઔદિચ્યો અને પારસી કોમમાં ઘર કર્યું છે, અને તે કેસર, કંઠી, ફૂડકો, રીત, વાંકડો, પયડણુ, પહેરામણી કે ડાવરી ( dowry ) નામથી પ્રચલિત છે; પણ ખરો શબ્દ જોઇએ તો **વરવિક્રય.**

કન્યાવિક્રય જેટલો નિંદ્ય છે, તેટલો જ વરવિક્રય નિંદ્ય. બલ્કે વરવિક્રય પ્રચલિત જાતિઓમાં આનાં માઠાં ફળ સાંભળી--જોઇ કોને આઘાત નથી થતો? આ રિવાજ પ્રચલિત ન્યાનોમાં સુંદર જોડાં જડતાં નથી, જેથી હિન્દુ સંસાર કેવળ કલેશમય દુઃખ રૂપ મનાઈ

ધારસ્વરૂપ તિરસ્કારને પાત્ર થાય છે. આ રિવાજે એવો ઉથાઇ માફક પગ ઘાલ્યો છે, કે અનેક વર્ષો વીતતાં અથાગ શ્રમથી પણ કેમ કરી નીકળે નહિ, અને તેથી હિન્દુ સંસારની દિન પ્રતિદિન અધોગતી થાયછે.

પારસી જેવી કોમમાં ત્રીસ—પાંત્રીસ વર્ષની કુમારિકાઓ નજરે પડે છે, અને કેટલીક તો જીંદગીપર્યંત કુમારિકા ગણાઇ જીંદગી પૂર્ણ કરે છે, કુંવારા રહેવું એ આદર્શ ઉચ્ચ છે. પરંતુ પિતાની ગરિબાઈ, કે આ રિવાજની જાળમાં ફસાઈ બળજોરીથી કૌમાર્ય પળાય એ કેટલું નિર્લેપ રહે ? આ રિવાજ પ્રચલિત ન્યાતોના બનતા બનાવોથી કયા સુહૃદયીનું કાળજું ચિરાશે નહિ ? બંગાળા અને ઉત્તર હિંદની દહેજ રાક્ષસની ભોગ થઇ પડેલી ઘણી કન્યાઓ પિતાને સુખી કરવા, અવનવા માર્ગો ગ્રહણ કરી દુઃખી બની જીંદગી ધૂળમાં મેળવે છે ! ! આવું સાંભળવાનું, વાંચવાનું ને નિહાળવાનું કમાં બાકી રહ્યું છે ?

આ નાટકનું સમર્થ બંગ નાટયકાર દ્વિજેન્દ્રલાલ રૉયના ‘ બંગનારી ’ નું અનુસરણ છે. આ નાટક તેમના મરણબાદ પ્રકાશ પામ્યું. એ સુધારવાની તક તેમને મળી નથી. અને મૂળ સ્વરૂપે લખાયલું તેવુંજ પ્રગટ થયું. સારા બંગાળમાં ‘ દહેજ ” જાળ બીછાવી છે, તેનાથી દઝાઇને તેઓએ પોતાની અજબશક્તિ તેમાં ઉતારી અને જુદા જુદા વિષયોને જુદા જુદા પાત્રાલેખનથી નાટકની ખુબી વધારી પોતાના જીવનને પણ તેમાં ઉતારવાનું ચૂકયા નથી.

“ બંગનારી ” ઉપરથી તૈયાર થયેલા હિન્દી ‘ભારત રમણી’ નું અને ‘ બંગનારી’ નું આ અનુસરણ છે. સ્થળ, પાત્રો ને વિચારો ગુજરાતને અનુકુળ ચીતર્યા છે. અનાવલા દેસાઇઓને પાત્ર રૂપે ઉતારી બને તેટલું રસિક કરવા પ્રયત્ન કર્યો છે. કાવ્યમાં ચાર અસરકારક પ્રચલિત કાવ્યો લીધાં છે. જે વાચકોને અવશ્ય ગમશે.

ગુજરાતી ભાઇઓને હવે ચરોતરના " દૂધ પીતી " શબ્દને સાંભળવાનું પાપ વહોરવું પડતું નથી. પાટીદાર જેવી કોમ સાહસિક અને ઉદ્યોગી થતાં, શ્રીમંત થવા જતાં, કેળવણી પ્રેમી થવાથી આ રિવાજ સામે કમ્મર કસી છે, ને તેમાં તેઓ સફળ પણ થવા લાગ્યા છે, પરંતુ બીજી કોમ અને ખાસ કરી દેસાઇભાઇઓ આ રિવાજ સામે કમ્મર કસવા તૈયાર થાય એ હિતાવહ છે.

પારસીભાઇઓ શ્રીમંત છે, કેળવાયલા છે. સર્વ પ્રકારની સારાસારતા સમજી શકે છે અને 'ડાવરીની રીતની બીખને' ધિક્કારની નજરે જૂએ છે, છતાં તેઓ સમજુ બની હજી કેમ કરીને પણ આ રિવાજને દૂર કરી શકયા નથી અને પરિણામ સુન્યાત છે !

આ નાટક વંચાઇને લોકોપયોગી નીવડશે, તો આવું જ બીજું કન્યાવિક્રય રૂઢિ ઉપર બીજું " **લોભનો ભોગ** " નામક નાટક ગુજરાતી વાંચનાર સમક્ષ મૂકવા ઉમેદ છે, તે સફળ કરવા પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. ! !

છેવટ શ્રીયુત્ રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ. જેઓ ગુજરાતી નાટકોમાં ' શંકિત હૃદય ' અને 'સંયુક્તા'ના લખનાર તરીકે જાણીતા છે, તથા ભાવિ ગુજરાતના સંસ્કારી નાટયકાર તરીકે દીપી નીકળશે એવી આશા આપી રહ્યા છે, તેઓએ આ નાટકની પ્રસ્તાવના લખી મને જે ઉત્તેજન આપ્યું છે, તે માટે તેઓનો ઋણી છું. અસ્તુ—

નવરાત્રી. ૧૯૮૧ **ભીખાભાઈ વ્યાસ.**

# નાટકનાં પાત્રો.

( પુરુષ )

વલ્લભજી: વૈષ્ણવ વકીલ.

દયાળજી: વકીલનો ભાઇ.

કલ્યાણજી: દયાળજીનો મિત્ર.

વસનજી: દયાળજીનો સાચાબોલો મિત્ર.

નારણજી: દયાળજીનો લ્હેણદાર.

કીકુભાઈ: દયાળજીનો કુસંગી નાનો પુત્ર.

મોરારજી: કલ્યાણજીનો કુલદીપક પુત્ર.

નાનુ, મનુ, શંકર, હીરુ, ચોર લોકો, જેલર વગેરે.

(સ્ત્રી)

ભગવતી: દયાળજીની પત્ની.

વિનોદીની: દયાળજીની મોટી વિધવા પુત્રી.

સુશીલા: દયાળજીની પરણાવવા લાયક પુત્રી.

કુમુદિની: દયાળજીની બાળકી.

# શુદ્ધિપત્ર.

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૦ | દયા૦ | કલ્યા૦ |
| ૮ | ૩ | જતા નથી? | દેતા નથી? |
| ૯ | ૪ | દયા૦ | કલ્યા૦ |
| ૧૨ | ૩ | સનજી૦ | વસનજી૦ |
| ૧૭ | ૧૧ | અમારા સ્વામી | અમારા સ્વામી |
| ૨૧ | ૮ | કાંટારોરે | કાંટાળોરે |
| ૨૧ | ૧૬ | તંબુડાં | તુંબડાં |
| ૨૨ | ૪ | કાશીમાંનાં | કાશીમાંના |
| ૨૩ | ૧૮ | પરંતુ હુંતો | પરંતુ હુંતો— |
| ૨૬ | ૭ | નવ તો વાગ્યા | બાર તો વાગ્યા |
| ૨૮ | ૪ | આ વિચારે | શા વિચારો |
| ૩૪ | ૨૦ | મર્ખો કહેવા | મુરખાને મૂર્ખો કહેવો. |
| ૩૬ | ૫ | ડબલમાં | ડબલામા |
| ૩૭ | ૧૮ | દેણુદારને | લેણુદારને |
| ૪૪ | ૩ | સશીલા૦ | સુશીલા૦ |
| ૬૦ | ૧૨ | અન્યાય છે | અન્યાય થાય છે |
| ૬૬ | ૬ | સદા૦ | કલ્યા૦ |
| ૬૭ | ૨૩ | કતવ્ય | કર્તવ્ય |
| ૬૭ | ૨૫ | રામમેહન | રામમોહન |
| ૭૨ | ૨૦ | ચૂંકે ચા | ચૂં કે ચા |
| ૭૮ | ૧૦ | લઉ | લઉં |
| ૭૮ | ૧૪ | હજી | હરજી |
| ૭૯ | ૧૬ | થોડું તો પાણી | થોડું પાણી |
| ૮૫ | ૩ | દેવો તો ન જોઇએ | દેવો ન જોઇએ |

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૩ | વળી જોતો | પાછું વાળી જોતો |
| ૯૦ | ૫ | કામિની૦ | ભગ૦ |
| ૧૦૦ | ૯ | મયુરપુચ્છ ભૂષણ | મયુરપીચ્છ ભૂષણ |
| ૧૦૪ | ૬ | ષડયંત્ર પ્રપંચ | ષડયંત્ર-પ્રપંચ |
| ૧૦૮ | ૨ | દેવે૦ | દયા૦ |
| ૧૦૮ | ૪ | દેવે૦ | દયા૦ |
| ૧૧૧ | ૧ | કયા૦ | કલ્યા૦ |
| ૧૧૩ | ૧૬ | ભલા | ભલા, |
| ૧૨૭ | ૪ | ના-બદલે | -બદલે |
| ૧૩૭ | ૧૬ | જવું! | જોઉં! |
| ૧૪૪ | ૭ | તેમના નિયમો | તેના નિયમો |
| ૧૫૦ | ૧૪ | કોણ પુરુષ છે? | કોણ, પુરુષ છે? |
| ૧૬૮ | ૩ | किशलय पेलव | किशलयपेलव |
| ૧૬૮ | ४ | अपरातिता | अपराजिता |
| ૧૬૮ | ૫ | रक्त कमलदल | रक्तकमलदल |

## સુધારો.

પાન ૯ લીટી ૨ ની નીચે ઉમેરો—

દયા૦ શું તમે સનાતન રિવાજને બદલવા ચાહો છો?

પાન ૪૬ લીટી ૧૬-નીચે પ્રમાણે સુધારો.

દાસી બનવું પડશે! મોરાર! તમે મને બચાવી છે. (આમ વાંચો) [જુદો પેરો કર્યો છે તે ખોટો છે. મોટા ટાઇપથી મોરાર ન જોઇએ. ઉપર ને નીચેનો પેરો એકજ છે.]

વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં લાયબ્રેરી ખાતામાં
મંજુર થયેલાં, સાદીને સરળ ભાષામાં લખાયલાં
અનેક સુંદર અભિપ્રાયો મેળવી ચુકેલાં રામાયણના
જન્મદુ:ખી પાત્રની જીવનકથાનાં સ્ત્રી અને
બાલોપયોગી ખાસ પુસ્તકો.

**જન્મથી રાજ્યાભિષક સુધીનું રામાયણ.**

# સીતા (પૂર્વાર્ધ)

**મૂલ્ય રૂપિયો એક.**

એન્ટીક કાગળ, રંગીન ચિત્રો, મજબુત પૂઠું.

**થોડી નકલ સિલક છે.**

---

**સ્વ૦ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કૃત**

**કરૂણ રસથી તરબોળ "સીતાવનવાસ"**

વાંચતાં વાંચતાં અશ્રુ સરવા લાગે છે.

એજ

# સીતા (ઉત્તરાર્ધ)

મૂલ્ય: બાર આના.

ત્રીજી આવૃત્તિ છપાઇ રહી છે.

રંગીન ચિત્રો, ઉંચા કાગળ ને છાપ, પાકું પૂઠું.

**આ બે પુસ્તકમાં રામાયણનો સાર છે.**

**દરેક કુટુમ્બમાં હોવાં જોઇએ.**

**ભીખાભાઇ પુ. વ્યાસ.**

સંપાદક-'બાળક'—ગોધરા.

# પહેલો અંક.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળઃ—દયાળજીનું દિવાનખાનું.

સમય-ત્રીજો પ્રહર.

( દયાળજી અને કલ્યાણજી. )

દયાળજીઃ ભાઇ શું કરૂં ? બી. એ. ની પરીક્ષા પાસ કર્યા પહેલાં બાલ-બચ્ચાંની જંજાળમાં પડી ગયો. લાચાર છું કે લખવું, વાંચવું છોડી સાધારણ પગારની નોકરી સ્વીકારવી પડી. એ કેવું હતભાગ્ય ?

કલ્યાણજીઃ તમારા પિતાની મિલ્કતના ભાગ કેવી રીતે પડયા છે ?

દયા૦ પિતાજીએ બધી મિલ્કત વસીયતનામામાં વડિલ ભાઇના નામપર ચઢાવી છે. મારા ભાગમાં પૂર્વજોનું રહેવાનું ઘર અને ઘરનો સામાન છે; પિતાજી પાંચ હજાર રૂપીઆનું જે કરજ કરી ગયા છે, તે મારે અને મોટાભાઇ બન્નેને સરખે ભાગે પતાવવાનું છે.

કલ્યા૦ આશ્ચર્ય !

દયા૦ આશ્ચર્ય શું ?

કલ્યા૦ તમારા પિતાએ કમાઉ દીકરાને બધું આપ્યું, ને વિણ-કમાઉને માત્ર ઘર અને—

દયા૦ પિતાજી પોતાની મિલ્કત ગમે તેને આપી શકે, તેનો તેમને અધિકાર હતો. તેમના સિવાય સર્વના બાપ મિલ્કત મૂકી નથી જતા !–ના, તેથી મને કૈં દુઃખ નથી.

કલ્યા૦ થતું આવ્યું છે, તેમ તે કરી ગયા. તમારા પિતા અદ્દભુત પ્રકૃત્તિવાળા માણસ હતા.—તેમણે તમારૂં નામ શું રાખ્યું હતું ? એક જણનું નામ.—

દયા૦ હાં, મોટાભાઇનું નામ વિક્રમાદિત્ય રાખ્યું હતું; અને મારૂં નામ (જુલિઅસ સીજર) Julius Caesar. તેમને ખાત્રી હતી કે નામ પ્રમાણે છોકરાંમાં ભવિષ્યમાં ગુણ દેખા દે છે.

કલ્યા૦ ક્યાં, તે તો કંઈ જણાતું નથી. કાલિદાસ, ચૈતન્ય, રામ-મોહન, નરસિંહ, બંકિમચંદ્ર, ગોરધનરામ વગેરેનાં નામમાં

તો કાંઇ વિશેષતા જણાતી નથી. ખૂબ સારા નામવાળો મહાન પુરૂષ તો એકપણ શોધ્યો મળતો નથી.

દયા૦ ત્યારપછી એ મારૂં નામ બદલી નાંખ્યું. તેથી પિતાજી ઘણા નારાજ થયા.

કલ્યા૦ અત્યારે તમને કેટલાં બાળ–બચ્ચાં છે ?

દયા૦ બે દીકરા અને ત્રણ દીકરી.

કલ્યા૦ દીકરા શું કરે છે ?

દયા૦ મોટો સંન્યાસી થઈ ગયો; નાનો ભણે છે.

કલ્યા૦ દીકરીઓના વિવાહ થઇ ગયા છે ?

દયા૦ મોટી દીકરી વિધવા થઈ છે. સારી રીતે દહેજ–વાંકડો વગેરે આપવાનું ન મળવાથી જમાઇ જોઈએ તેવો સારો નહોતો મળ્યો. સંબંધી બહુ ગરીબ છે. છોકરી મારી પાસેજ રહે છે.

કલ્યા૦ બીજી દીકરી ?

દયા૦ તેને માટે વર શોધું છું.—છોકરી મેટ્રીક પાસ છે.

કલ્યા૦ હેં તેજ દીકરી કે જે મારા દીકરા મોરાર સાથે રમતી હતી ?

દયા૦ હા, હવે એને જેવા તેવા ઘરમાં આપે નહિ ચાલે; ભણેલી ગણેલી કહેવાય.

કલ્યા૦ મોટી દીકરી પણ ભણેલી હતી. એક દિવસ મેં તેના મોઢેથી હિતોપદેશનો શ્લોક સાંભળ્યો હતો.

દયા૦ હા, પિતાએ એકને સંસ્કૃત, અને બીજીને અંગ્રેજી ભણાવેલી. તેમનો ઉદ્દેશ એજ જોવાનો હતો કે બે માણસ બે પ્રકારના શિક્ષણથી કેવાં બને છે.

કલ્યા૦ અને ત્રીજી દીકરી ?

દયા૦ તે ઘણી નાની છે—માંદીને માંદીજ રહે છે. એક દીકરીના લગ્નમાં બધી આબરૂ ખોઇ. હવે બીજીના લગ્નની અસીમ ચિન્તા સામી ઉભી છે. એ ગુંચવણમાં પડયો છું.

કલ્યા૦ તેના વિવાહની ચિંતા શી ? તે તો ઘણી સુંદર છે.

દયા૦ હવે વરનો બાપ સુંદર છોકરી નથી શોધતો. સમાજ આ વખતમાં તો છોકરાનો—વરનો બજાર ઉઘાડી બેઠો છે. રૂપીઆ સિવાય આ સમાજમાં છોકરીનો વિવાહજ નથી થઇ શકતો.

કલ્યા૦ સમાજને દોષ કેમ આપો છો ? દયાળજી ! એમાં સમાજનો કાંઇ અન્યાય નથી.

દયા૦ સમાજનો અન્યાય નથી ? કન્યાનાં લગ્ન કરવામાં કેટલાય બાપનું સર્વસ્વ નાશ થયું—આબરૂ ખરાબ ખરાબ થઇ ! અન્યાય નથી શું ?

કલ્યા૦ દયાભાઇ ! આ સંસારમાં તમે પુત્ર-પુત્રીઓ પેદા કરી છે; તેથી તેમનું ભરણ પોષણ કરવા તમે બંધાયલા છો. તમે છોકરાનું ભરણ પોષણ પચીસ વર્ષ સુધી કરશો, પરંતુ જ્યારે છોકરીનો પ્રસંગ આવશે ત્યારે દસ વરસ પણ ન થવા દેતાં તેના ભરણ પોષણનો ભાર સામા પક્ષને માથે નાખી દેશો, જેથી કન્યાના જીવનના ખર્ચ પેટે વરપક્ષને શું થોડું પણ

નહિ આપો ? તે સિવાય પુત્રને તો તમે તમારી પછી સારી મિલ્કતના અધિકારી બનાવો છો, તો કન્યા કંઇ એમજ આવી છે ? કન્યાઓના બાપ કન્યાઓનો બોજો એકદમ ઓછો કરવા માગે છે. સમાજ તેમ કરવા નથી દેતો—તેજ તેનો અપરાધ છે.

દયા૦ હું કન્યાઓને એમ કૈં ફેંકી દેવા નથી માગતો. વરનો બાપ પહેરામણીના પૈસા લેવાનો દાવો શામાટે કરે છે ?

કલ્યા૦ નહિ તો રૂપીઆ કોને આપશો ? હિંદુસમાજના નિયમ અનુસાર તમારી દીકરી તે વરના બાપના ઘરમાં જશે, તે તેને ખવડાવશે, પીવડાવશે અને પહેરાવશે. તેના હાથમાં રૂપીઆ નહિ આપો તો કોને આપશો ?

દયા૦ રૂપીઆ નકામા ખર્ચે, ઉડાવી દે ?

કલ્યા૦ તે તો કન્યાનો બાપ પણ ઉડાવી શકે છે. છોકરીનો સસરો તેના ખાવા–પેટ ભરવાની જુમેદારી પોતા ઉપર ત્યારે જ લે છે, તે સિવાય તે કે બીજો શું કરી શકે ? પછી ગમે તેમ થાય. તે કંઇ કોઇના હાથની વાત નથી.

દયા૦ હું તો મારી શક્તિ અનુસાર છોકરીનું કન્યાદાન આપવા તૈયાર છું. પરંતુ વરવાળા તો પકડી જકડીને ઇચ્છે તેટલા વસુલ કરે છે. ઘરબાર વેચાવે છે.

કલ્યા૦ જરા નહિ, તે તમારી પાસે માગતા નથી આવતા, તમે પોતે તેને આપવા માટે જાઓછો.

દયા૦ શું કરે, કન્યાઋણથી ગમે તેમ કરી છૂટવું પડે છે.

કલ્યા૦ કન્યાનો વિવાહ કરવો જો અવશ્યનું કર્તવ્ય હોય, તે સિવાય પિંડ છૂટવો દુર્લભ હોય તો પછી જ્યાં ઠીક પડે ત્યાં કેમ
૬ જોતા નથી? તમે બી. એ, પાસ; એમ. એ, પાસ છોકરો જુઓ છો—અગર વરની ભવિષ્યની કમાણી પ્રત્યે તમારૂં વિશેષ લક્ષ આપો છો. તો પછી વરનો બાપ પણ ૨૦૦૦-૨૫૦૦ માગ્યા વિના કેમ ચૂકે? મેટ્રીક પાસ છોકરો શોધશો તો જરૂર ૫૦૦ રૂ. માં પણ મળી જશે. તમારી છોકરી બહુ ખૂબસુરત હશે તો તેથી ઓછે પણ કામ પતશે.

દયા૦ તો પછી લગ્ન તે માલ ખરીદવો—વેચવો તેવું ઠર્યું?

કલ્યા૦ ખરીદવુ, વેચવું શબ્દ સાંભળવામાં ખરાબ છે, પણ સંસારમાં સર્વત્ર એવુંજ નજરે પડે છે. જે બાપ દીકરાના લગ્નમાં રૂપીઆ લે છે, તેજ દીકરીના લગ્નમાં દે છે, પૈસે પૈસાનો આપ લે—બદલો થઇ જાય છે. આ વાત વિચારવા જેવી છે કે જેને છોકરા વિશેષ હોય તેને લાભ વિશેષ મળે છે. પરંતુ એ પ્રકારની ભિન્નતા તો પૃથ્વીમાં સર્વત્ર જણાય છે; એક બુદ્ધિમાન્ હોય છે, તો બીજો મૂર્ખ હોય હોય છે; એક બળવાન હોય છે તો બીજો જન્મથી નિર્બળ હોય છે—તેમાં કોઇનું શું ચાલે?

દયા૦ ત્યારે કરવું શું?

કલ્યા૦ તેમાં તમારો ઉપાય નહિ ચાલે. દીકરાનો તથા પોતાનો તો ઉપાય કરી શકો છો. થોડો વખત તેના વિવાહ મુલતવી રાખો. તેના શિર પર સબળ ને સમર્થ થતા પહેલાં સંસારી બોજો ન નાખો. આ બાલવિવાહે આપણી જ્ઞાતિને જેવી અધમ દશામાં મૂકી છે, તેવું બીજા કશાએ નથી કર્યું.

વળી આ સિવાય બીજા કોઇપણ રીવાજે હિંદુઓની આવી ભયંકર ખરાબી નથી કરી.

કલ્યા૦ કંઇક એમતો ખરૂં ! સનાતન હિન્દુ પ્રથા લેશ પણ ભૂલ વાળી નહોત તો આ જાતની આટલી દુર્દશા પણ આવી ન પડત. આ પ્રથામાં કેવળ ધર્મનાં પૂણ્ય કિરણો એકલાંજ નથી. તેમાં અધર્મનાં—અનીતિનાં રૂઢી મૂળોએ એવી તો જડ ઘાલી દીધી છે, કે તેને મૂળથી ઉખેડી ફેંકી દેવાં પડશે.

દયા૦ તમે તો ચિન્તામાં નાખ્યો.

કલ્યા૦ તમે પોતેજ પોતાને કેમ નથી તપાસતા ? તમારાં જ નાની વયમાં લગ્ન થયાં ન હોત, તો તમારા ભવિષ્યને તમો સારી રીતે સુધારી શકત. તમારે આ આફતમાં ફસાવું ન પડત.

દયા૦ છોકરાનાં લગ્ન નાની ઉમરમાં નહીં કરૂ, પણ છોકરીને શું બેસાડી મૂકાતી હશે ?

કલ્યા૦ છોકરીનાં લગ્ન યોગ્ય અવસ્થામાં કરો—તે પણ સારા પાત્રને શોધી શકો તો.

દયા૦ એવી સ્થિતિ અને સગવડ ન હોય તો શું કરવું ?

કલ્યા૦ તેને બ્રહ્મચર્ય પાળતાં શીખવો. બાલવિધવા જો બ્રહ્મચર્ય સાચવી શકે છે, તો શુદ્ધ બાલિકા—બ્રહ્મચારીણી કેમ બ્રહ્મચર્ય ન પાળી શકે ? જો તમારો એજ મત હોય કે બાલકી

બ્રહ્મચારી નથી થઈ શકતી, તો પછી બાલવિધવાઓ પણ બ્રહ્મચર્ય નજ પાળી શકે. એટલે પછી વિધવા વિવાહનો પ્રચાર કરો.

દયા૦ એ વિષયમાં તમારો શું મત છે, તે હું સારી રીતે સમજી શકતો નથી.

કલ્યા૦ મારો મત સાંભળવો છે? મારો મત તો એજ છે કે સારા ઘરવાળા ઉત્તમ છોકરાની સાથે લગ્ન કરવાની લાલસા છે, ત્યાં બાલિકા ભલે કુમારી હો કે વિધવા હો, તેનો વિવાહ કરી દો—લગ્ન કરી નાખો. અને જ્યાં ધન સંબંધી ઉણપ છે ત્યાં ઘરબાર વેચીને પણ કુમારી કે વિધવા બાળકીનાં લગ્ન ન કરો. બન્નેને—કુમારી કે વિધવાને બ્રહ્મચર્યનું શિક્ષણ આપો.

દયા૦ પરંતુ તેમાં જે કાંઇ વિઘ્નો છે. તેનો વિચાર કર્યો છે?

કલ્યા૦ કર્યો છે, પરંતુ સંસારમાં એવી કઇ અવસ્થા છે; કે જે કેવળ સારી હોય?

દયા૦ આથી તમે કુમારીકાઓનો વિવાહ ન કરી અડચણો વધારો છો.

કલ્યા૦ ત્યારે આમ વિધવાઓનાં લગ્ન કરી વિપત્તિ કમી કરાવું છું. દયાળજી! આપણો દેશ અતિરંક છે; પણ સંતાન વૃદ્ધિનું કામ આપણા દેશમાં અન્ય દેશ કરતા વિશેષ છે. એક વિદ્વાને સ્ત્રીઓને ઉદ્દેશી કહ્યું છે કે "હે ભારત રમણીઓ! બલ, વીર્યહીન, દાસ જેવા હજારો પુત્રોને પેદા કરવાનું છોડી દો." પરંતુ તેમણે એ નથી વિચાર્યું કે તેને માટે

એકલી ભારત રમણી નહિ, પણ તે પોતેજ–પુરુષ જાતિ વિશેષ દોષિત છે. આ બાળવિવાહ રૂઢીને ટાળી નાખો. તેની પાસે જે બીજી બધી રીતિઓ બહુ જુની અને જીર્ણ થઇ ગઇ છે. તેમાં પણ સુધારો કરી નાખો. પ્રથમ બાલ-વિવાહ મટાડો. " આ બાલવિવાહે તો આપણા દેશને વીર્યના અભાવે દુર્બળ. અન્નના અભાવે ક્ષીણ, બળના અભાવે ભીરૂ, અને ઉદ્યમના અભાવે વિણકમાઉ બનાવી દીધો છે. સમાજનો આથી વિશેષ અપકાર બીજી કોઇ રૂઢીએ નથી કર્યો.

દયા૦ કેમ, ગળગળા થયા ?

કલ્યા૦ એમજ. ઠીક હવે હું જાઉ છું.

[ જવું ]

દયા૦ હજી પણ એજ સ્વભાવ છે. કલ્યાણજીનો મેળાપ આજ કેટલા દિવસે થયો. દશ વર્ષે મળ્યા હોઇશું. બાલ્યાવસ્થાના સાથી અને સહાધ્યાયીને જોઇને હૃદય શાંત થાય છે. તેમજ બાલ્યાવસ્થા યાદ આવે છે. તે અવસ્થા કેવી મધુર હતી, કે જ્યારે આજ કલ્યાણજીના ગળામાં હાથ નાખી સંકોચ વિના રસ્તામાં ચાલતા, દિલ ખોલી વાતો કરતા હતા, તે બાલ્યાવસ્થા કેવી મધુર હતી કે જ્યારે શરદઋતુના ઉગતા પૂર્ણ ચંદ્રને હું વગર બોલે એકી ટસે જોઈ રહેતો હતો; વર્ષાઋતુમાં વાદળની ગર્જનાથી હૃદય કેવું નાચી ઉઠતું ! ગ્રીષ્મની રાત્રીએ આકાશમાં નક્ષત્રનો સમૂહ દેખાતો, ત્યારે જણાતું કે જાણે આકાશ દીપી નીકળ્યું છે. તે જોતાં જોતાં આંખો થાકતી જ નહિ. તે બાલ્યાવસ્થા કેવી મીઠી હતી. ત્યારે એ ચિંતા કરવી પડતી નહિ કે " કાલે શું ખાઇશું, છોકરાને ભણાવવા છે, છોકરીનાં લગ્ન કરવાં છે–ક્યાંથી

ખર્ચ લાવીશું ! ”—અહા તે કેવો સારો સમય હતો ! (બહારથી બૂમ સાંભળતાં )—કોણ ?—વસન ?

વસનજી૦ નહિ છોડું, ( વસનજીનું આવવું )

દયા૦ . શું નહિ છોડે ?

વસ૦ આ જગ્યા. તે મુદલ તો લેશે જ. અને તેનું વ્યાજ પણ વસુલ કરશે. હું બેરિસ્ટર પાસે જાઉં છું. ( જવા ઇચ્છે છે. )

દયા૦ અરે ક્યાં જાઓ છો ?

વસ૦ બેરિસ્ટરને બંગલે.

દયા૦ અરે જરા રોકાઇને જાઓ ?

વસ૦ સમય નથી.

દયા૦ થોડું પાણી પી લો.

વસ૦ વખત નથી.

દયા૦ વખત બહુ થઈ ગયો છે—

વસ૦ બેરિસ્ટરને મળવું છે. કાલે આવીશ. અરે જુઓ—નહિ, પહેલાં બેરિસ્ટરની સલાહ લઉં. જરૂર મને ખાત્રી છે કે આમાં કંઇ કપટ છે.

દયા૦ શામાં ?

વસ૦ રહેવા દો. ફરી કહીશ. (જવું.)

દયા૦ અરે સાંભળો તો.

વસ૦ ( નેપથ્ય ) સમય નથી.

દયા૦ ( હસે છે. )

( ભગવતીનું આવવું. )

ભગવતી:—ખાવાનું તૈયાર છે. ચાલો સ્નાન કરો–કેમ હસોછો ?

દયા૦ વસનજી આવ્યો હતો.

ભગ૦ પછી શું થયું ?

દયા૦ મારે લીધે બિચારો દોડધામ કરી રહ્યો છે. અરે વ્યાજ કોણ છોડી દેશે.

ભગ૦ કેવું વ્યાજ ?

દયા૦ પિતાજી જે દેવુ મુકી ગયા છે, તેનું વ્યાજ. ત્રણ હજાર રૂપીઆ વ્યાજના થઇ ગયા છે. લેણદાર કેમ છોડશે ? બિચારો વસન ભૂત માફક પોતાના માથે મારી ચિંતા લઇ આમતેમ ભટકી રહ્યો છે.

ભગ૦ તમારે તો આ સિવાય બીજી વાતજ નહિ. આવો—ચાલો નાહીને ખાઇ લ્યો.

દયા૦ ચાલો.

ભગ૦ ઠીક, અરે કીકુ કહેતો હતો કે તેને સો રૂપીઆની જરૂર છે.

દયા૦ કેટલાની ?

ભગ૦ સો રૂપીઆની.

દયા૦ શું કરશે ?

ભગ૦ તે તો જાણુતી નથી.

દયા૦ તેને કહે, કે તું જુગાર રમી રૂપીઆ ઉડાવવા ઇચ્છતો હોય તો કમાવ ને ઉડાવ.

ભગ૦ નહિ આપો તો રીસાશે.

દયા૦ રીસાઇ જાય.

ભગ૦ એક તો સંન્યાસી થઇને ચાલ્યો ગયો છે—

દયા૦ આ પણ જાય. હું હવે નહિ નભાવી શકું. જા, 'બસ રૂપીઆ આપો, રૂપીઆ આપો' છોકરા સાથે બસ આજ સંબંધછે.

( જવું. )



# પ્રવેશ ૨



સ્થળ—વલ્લભજીના મકાનની બહારની બેઠક

સમય—સવારના દશ

[ વલ્લભજી, તેના ખુશામતીઆ અને વસનજી. ]

નાનુ૦ અમારા સ્વામીને આપે નથી દીઠા ?

વસન૦ કેમ નથી દીઠા, ઘણી વાર દીઠા છે.

મનુ૦ તો આપ તેમને ઓળખતા હશો.

વસન૦ ખબર છે કે ઓળખું છું.

શંકર૦ નાજી, જો ઓળખતા હો તો આમ નિન્દા ન કરો. તે વૈષ્ણવ—સાધુ, ભક્ત, પવિત્ર, પરમભક્ત છે.

નાનુ૦ તેમની શિખા ( બતાવે છે )–આટલી મોટી છે.

વસન૦ આજકાલ શુ શિખાની લંબાઇથી સાધુતાની પરીક્ષા થઈ શકે છે ?

નાનુ૦ નાજી. ભક્તિ–ભક્તિ. અમારા શેઠની પ્રભુભક્તિ તમે નથી જોઇ. હું કેવી રીતે સમજાવુ ?

વસન૦ સમજાવવાની જરૂર નથી.

મનુ૦ પ્રભુસ્મરણ કરતાં કરતાં તે જમીન પર પડી જાય છે.

વસન૦ હેં !–સાથે તમે બધા પણ સૂઇ જતા હશો ?

શંકર૦ અમારી શી ગુંજાશ ! અમે તેમની પાસેથી વૈષ્ણવ ધર્મનાં તત્ત્વ શીખીએ છીએ.

વસન૦ શીખજો. સારી રીતે શીખજો. તરીને પાર ઉતરજો.

નાનુ૦ અમારી શી શક્તિ !–પરંતુ એટલું તો ખરૂં કે એજ આશાએ તેમના ચરણમાં પડયા છીએ.

વસન૦ પડયા જ રહેજો.

મનુ૦ એવો તો ત્યાગી મહાપુરુષ—

વસન૦ ત્યાગી ! કોઇ પણ વખત કોઇ પાસેથી એક પૈસો છોડયો છે ?

મનુ૦ પૈસો ?–પૈસો તો ક્ષુદ્ર વસ્તુ છે ! તેઓ અમૂલ્ય ઉપદેશ મફત આપે છે.

વસન૦ મફત ?

મનુ૦ તેઓ રૂપીઆ-ધનને તો તૃણ સમાન તુચ્છ સમજે છે, આપ એક વખત તેમના મોઢે વૈષ્ણવ ધર્મની વ્યાખ્યા તો સાંભળો—

વસન૦ તેથી મોક્ષ પર્યું કેમ ?

નાનુ૦ તેજ ખરો ત્યાગ છે ! તેઓ મનના રોગની દવા મફત આપે છે.

વસન૦ આરામ ન થવાથી મૂલ્ય પાછું આપે છે ?

શંકર૦ ફરી પાછું આપવું કેવું !—મૂલ્ય લેતા નથી તો.

વસન૦ જરાપણ ' ત્યારે તો સમજાય છે, કે જરૂર તેઓ રોગીની સેવા પણ મફત કરતા હશે કેમ ને ?

મનુ૦ શું કહ્યું વસનજીભાઈ ?—રોગીની સેવા કરશે ? અમારા સ્વામી આમ જુઓ—તેઓશ્રીનો ફોટો ટાંગ્યો છે તે—ભલા માણસ. આ ચહેરો તે રોગીની સેવા કરવાને લાયક છે ?

વસન૦ ભૂલ્યો ભાઈ ભૂલ્યો. ગુન્હો થયો. પરંતુ રોગી કે રોગિણીની ખૂબસૂરતી સારી લાગી તો ?

મનુ૦ આપ શું કહો છો મહાશય ! અમારા સ્વામી માટે ઠઠ્ઠા મશ્કરી !

વસનજી૦ ઠઠ્ઠા મશ્કરી કરવાની મને ટેવ નથી.—આજકાલ મુંબઇમાં ઘેરેઘેર આવા ધરફોડુઓનો જન્મ થયેલો જણાય છે. અને આ દેશ પણ એવો ભલો છે, કે તેવા માણસોના ભક્ત—ખુશામતીઆનું મંડળ પણ ઠીક જામી જાયછે.

મનુ૦ પેલા સ્વામી આવે.

**શંકર અને નાનુ.**—સ્વામી આવ્યા, શેઠ આવ્યા.

વસનજી૦ આવી રહ્યા છે શું—સૂર્યોદય થયો છે. દેખતા નથી કે ચારે બાજુ પ્રકાશ ફેલાઇ ગયો છે.

મનુ૦ હા. હા, ઉદય થઈ રહ્યો છે, ઉદય થઇ રહ્યો છે !

( અર્ધી આંખ મીચેલી ને માળા જપતા વલ્લભજીનુ આવવું. સેવકો-સાવધાન બની. દંડવત્ પ્રણામ કરે છે. )

વલ્લભ૦ તમારો જય થાઓ.

મનુ૦ શેઠ ! વસનજી.

વલ્લભ૦ અહો વસનજી ! ( પ્રણામ કરી ) ખૂશ થવા જેવુ છે ! કેમ આવવું થયું ?

વસન૦ મહાશય ! આપશ્રીના મોઢાથી વૈષ્ણવ ધર્મતત્ત્વોનો ઉપદેશ સાંભળવા આવ્યો છું.

વલ્લભ૦ તત્ત્વનો ઉપદેશ-તત્ત્વ હું શું સમજું !–હું ક્ષુદ્ર મહાધર્મના તત્ત્વ શું સમજું, જે મહાપ્રભુ ( પ્રણામ કરે છે. )

ભક્તો૦ અહાહા ! ( સર્વ મહાપ્રભુના નામને પ્રણામ કરે છે. )

વલ્લભ૦ વૃક્ષથી ફૂલ, ફૂલથી ફળ અને પછી ફળમાંથી બીજ પેદા થાય છે. બીજ જ ઉત્પત્તિનું કારણ છે.

ભક્તો૦ કેવું ગંભીર તત્ત્વ ! ઘણો ગૂઢ વિષય !

વલ્લભ૦ ફુલ જો કે જોવામાં સુંદર છે તો પણ—

ભકતો૦ તો—

વલ્લભ૦ ફુલ એ વૃક્ષનું અંતિમ પરિણામ નથી; વૃક્ષનું અંતિમ પરિણામ તો બીજ છે. શ્રીકૃષ્ણની બાળલીલા એજ ફુલ છે અને ભગવદ્‌ગીતા એજ બીજ છે—' ગોવિન્દ શ્રીકૃષ્ણ હરે મુરારે !'

ભકતો૦ અહો—હો—હો—હો—( પ્રણામ કરે છે. )

વસન૦ બદમાશીથી છળકપટ, અને છળકપટથી ઢોંગ !

ભકતો૦ એ શું વસનજી !

વસન૦ બસ કરો, ખુશામતીયા બેવકુફો ! નહિ તો ઢોંગથી ક્રોધ થશે, ને ક્રોધથી માર પડશે. હું બધું સહી શકુંછું, પણ ઢોંગ નથી સહેવાનો. એક પાઇ ગરીબને આપતાં મરી જાઓ છો, કોઇના દુઃખ પ્રત્યે દૃષ્ટિ કરતા નથી, પણ જીભના જોરે પરમેશ્વરના અવતાર અને મહાપુરૂષ બની બેસોછો. એવા ઢોંગી મહાપુરૂષોને, કોઇ પોલીસને કેમ નથી સોંપતુ ?

ભકતો૦ ઈર્ષા, ઇર્ષા !

વસન૦ 'તમારી સ્તુતિ—વખાણની મને ઈર્ષા ! જો તમને હું નોકર રાખીશ એમ જણાવું, કે તરત તમો સર્વ મારૂં કામ કરવા લાગી જાઓ અને બૂટ પણ સાફ કરો—પગે લાગો —બાપજી કરો. વલ્લભજી હું તમારી પાસે નથી આવ્યો,

પણ નારણજીની તપાસમાં આવ્યો છું. વિચાર્યું કે તેમની ખબર અહીં મળશે—હું તમને પણ એકજ વાત કરવા ઇચ્છું છું. વલ્લભજી ! હું મારી સરલ બુદ્ધિથી નથી સમજી શકતો કે તમારા પિતા જ્યારે પોતાની સર્વ મિલ્કત આપના નામે લખી ગયા, ત્યારે દેવું એકલું કેમ બન્ને ભાઇઓને સરખે ભાગે આપતા ગયા.

**વલ્લભ૦** શું આપ કહેવા માગો છો કે એ—

**વસન૦** વસીયતનામું ખોટું છે ! હાં એજ કહેવા ઇચ્છું છુ. અને એક દિવસ સાબીત પણ કરી આપીશ, વારૂ ભાઇઓ ! હું જાઉછું. ( જવા લાગે છે. )

**વલ્લભ૦** સાંભળો વસનજી !

**વસન૦** ના સાહેબ ! હવે નથી મન માનતું. ધાર્યું હતું કે નારણજી ની રાહ જોઇશ. અહીંનું વાતાવરણ મને ઝેરી જણાય છે—મને બેચેની લાગે છે. હું જાઉંછું. (જાય છે.)

**વલ્લભ૦** સાંભળો ભાઇ—

**નેપથ્યે૦** હવે સહી શકાતું નથી.

**વલ્લભ૦** જરા તો સાંભળો.

**નેપથ્ય૦** મારૂં મગજ ફરે છે.

**નાનુ૦** પ્રભુ ! એ પાપીને આપ શા માટે બોલાવ બોલાવ કરોછો ?

**વલ્લભ૦** અહા—બિચારો દયા આવે તેવો છે !—નહિ તો તે ક્યારે ઉદ્ધાર પામશે ?

**મનુ૦** પ્રભુ દયાના ભંડાર છે.

**શંકર૦** પાપીઓને બચાવવાને તો પ્રભુએ જન્મ લીધો છે.

**વલ્લભ૦** ચાલો–કીર્તન કરો, કીર્તન કરો.

( ભક્તો કીર્તન ગાય છે. )

પદ.

વારૂ મારા વીરારે, સંગ ન કરીએ નીચનો હોજી,
નીચપણું નિશ્ચે નરકે લેઈ જાય; વારૂ૦

બાવળીઓ કાંટાળોરે અતિ સોહામણોરે હોજી,
જેની છાંયે અંગ વસ્ત્ર ઉજડાય. વારૂ૦

આકડીઆનાં દૂધ રે, અતિશય ઉજળાં હોજી,
જેને પીધે તરત મત્યુ થાય વારૂ૦

દૂધલડાં તો કહીએ રે, ગવરી ગાયનાં હોજી,
તેને પીધે કાયાનું કલ્યાણ થાય. વારૂ૦

આંબલીઆની છાયા રે, દીસે રળીઆમણી હોજી,
જેની છાંયે ફળની તે પ્રાપ્તિ થાય. વારૂ૦

ગુરુજીએ આપ્યાં રે, અમને તરવા તુંબડાં હોજી,
જ્ઞાન તુંબીથી ઉતરવું ભવપાર. વારૂ૦

અમારા તો અવગુણરે, ગુરુજીમાં ગુણ ઘણા હોજી,
ગુરુ મારા દેવળમાંના દેવ. વારૂ૦

ગુરુ મારા દીવો રે, ગુરુ મારા દેવતા હોજી,
ગુરુ મારા પારસમણીને તોલ. વારૂ૦

ગુરુ મારા ગંગા રે, ગુરુ મારા ગોમતી હોજી:
ગુરુ મારા કાશીમાંનાં વિશ્વનાથ. વારૂ૦

ગુરુના પ્રતાપે રે, બાઇ મીરાં બોલીયાં હોજી,
અમારો છે સંતોના ચરણે વાસ, વારૂ૦

[ એક નોકર જલપાન ઇત્યાદિ લાવે છે, વલ્લભજી જમવા બેસે છે, ભક્તો કીર્તન કરે છે, કીર્તન સમાપ્ત થાય છે. પણ વલ્લભજી તો ભોજનમાં બેઠેલા રહે છે. ]

**વલ્લભ૦** જૂઓ ભક્તો! ભગવાનની કેવી લીલા છે! ઘાસ મનુષ્યને કંઇ કામ નથી આવતુ, પણ પશુ તેને ખાય છે. તે ઘાસવડે ગાયના શરીરમાં દૂધ તૈયાર થાય છે. તેજ દૂધ મનુષ્ય શરીરને કેવું હષ્ટપુષ્ટ બનાવે છે! કેવુ આશ્ચર્ય!

**ભક્તો૦** કેવુ આશ્ચર્ય!

**વલ્લભ૦** ઘઉંમાંથી મેંદો થાય છે, મેંદો અને ઘી મળી પૂરી બને છે!—કેવું આશ્ચર્ય!

**ભક્તો૦** કેવું આશ્ચર્ય!

**વલ્લભ૦** આ પૂરી દૂધ સાથે પેટમાં સ્થાન પામો! ( જમે છે.) હે હરિ! તુંજ સત્ય છે!

**ભક્તો૦** તુંજ સત્ય છે! ( હરિ નામને પ્રણામ કરે છે. )

**નાનુ૦** શેઠ! ત્યારે અમે પણ ઘેર જઈ હરિનામની સત્યતાને અનુભવીએ?

**વલ્લભ૦** હા, રાત પડવા આવી છે.

**વિનોદ૦** પ્રભુ ! આપના ચરણની રજ છીએ !

**વલ્લભ૦** કાંઇ ચિન્તા નહિ. વત્સ !

**શંકર૦** અમે બધા પાપી છીએ.

**વલ્લભ૦** હરિની કૃપા જોઇએ. પછી સસાર સાગરમાં કાંઇ ભય નથી !–હરિભજન કરતા ઘેર પહોંચો.

[ કીર્તન કરતા ભકતો ઘેર જાય છે. ]

' જે ભજન કરે તે ભક્ત, તે ભજન ભલે ધનનું હો, કે ભક્તિનુ હો, અરે વસનજી મને પૂરી રીતે ઓળખી ગયો એમ ભાસ થાય છે. તેને ભજવો પડશે. પોતાની ટોળીમાં લેવો પડશે. હશે, ઢોગ હવે તજવો જોઇએ–લ્યો આ નારણજી આવ્યા.

( નારણજીનુ આવવુ. )

**વલ્લભ૦** આવો આવો તમને સ્હેજ કહેવુ છે.

**નારણ૦** શું ?

**વલ્લભ૦** એજ કે પિતાનું સઘળું દેવું દયાળજી પાસેથી વસુલ કરો.

**નાર૦** તે ક્યાંથી આપશે ?

**વલ્લભ૦** ઘરબાર વેચી નાખે.

**નાર૦** ગમે તેમ કરી અપાવો તો મને વાંધો નથી; પરંતુ હુંતો —

**વલ્લભ૦** તમારૂં પેટ તો મોટું જણાય છે ને ?

નાર૦ તમારૂં ક્યાં ઓછું છે ! બધી મિલ્કત હજમ કરી તોપણ હજી ભરાતું નથી !

વલ્લભ૦ પણ તમારે તો સ્ત્રી, બાલબચ્ચાં નથી તે ?

નાર૦ થતાં વાર શી ?

વલ્લભ૦ તેમાં સાચું શું ? શું ફરી પરણવાના ?

નાર૦ છોકરીની શોધમાં છું.

વલ્લભ૦ ઠીક, મને હજી સુધી જાણ પણ ન કરી.

નાર૦ આજ તેજ કહેવા આવ્યો છું.

વલ્લભ૦ શી હકીકત છે ?

નાર૦ તમારા ભાઇને એક કુંવારી છોકરી છે.

વલ્લભ૦ છે.–લ્યો ફરી વસનજી આવી પહોંચ્યા.

( વસનજીનું આવવું. )

વસન૦ જરા દેવર્ષિને મળવા આવ્યો છું.

નાર૦ દેવર્ષિ કોણ ?

વસન૦ પૂછનાર પોતે ! ઠીક જોડી જામી છે–વલ્લભજીને નારણજી, મહર્ષિ ને દેવર્ષિ.

વલ્લભ૦ જૂઓ વસનજી ! તમે ઘણા ભલા માણસ છો–પણ.

વસન૦ તો હું મહર્ષિનો શિષ્ય બનું, કેમ ને ? કહું છું તો ખરો

મહર્ષિજી ! પણ હું પાપપુણ્યથી બંધાયલો મૃત્યુલોકનો માનવી છું. શું હું સ્વર્ગનો દેવ બની શકવાનો ?

વલ્લભ૦ કિન્તુ–(વિચારે છે.) હું હમણાંજ આવુંછું. વસનજી અન્ય વિચાર ન લાવતા. ( જવું. )

વસન૦ તમે બન્ને સાથે બેસી કોઇ મહાન પ્રપંચ જમાવી રહ્યા હતા, ભલે કર્યા કરો ! સાંભળો નારણજી ! જો તમે વ્યાજ નહિ છોડો તો અમે એવુ તો કરી રાખ્યું છે કે મુદ્દલ પણ નહિ મળે, અને વ્યાજ પણ નહિ મળે.

નાર૦ એ શું ?

વશન૦ હું કંઇ સાંભળવા નથી ઇચ્છતો. કંઇ નહિ મળે.–બસ, થઇ ગયું.

નાર૦ તમારી સલાહથીજ દયાળજીએ એ બધું કયુ છે.

વસન૦ નહિ આપે, શું કરશો ? દાવો કરો,–મેં બેરીસ્ટરની સલાહ લીધી છે. દસ્તાવેજ સાચો નથી. દેવું સાબીત નહિ થાય. વ્યાજ છોડી દો શેઠ ! તેમાં ભલમનસાઈ છે—નહિતો જઇને ઠીક લાગે તેમ કરો.

નાર૦ વસનજી ! દાવાઓ કરતાં કરતાં મારા વાળ ધોળા થઇ ગયા. હું જરૂર દાવો કરીશ.

વસન૦ હજી પણ કહુછું કે વ્યાજ મૂકી દો. પરસ્પર સલાહ કરો. નહિ તો મુદ્દલ પણ નહિ મળે અને વ્યાજ પણ નહિ મળે.

નાર૦ મુદ્દલ પણ આપવું પડશે, વ્યાજ પણ આપવું પડશે, અને દાવા ખર્ચ પણ આપવું પડશે.

વસન૦ જુઓ સાહેબ ! વ્યાજ છોડી દો–પતરાજી જવા દો.

નાર૦ એમાં પતરાજી શી ?

વસન૦ ચાલાકી નહિ તો બીજું શું ? મુદ્દલ .પણ નહિ છોડું. વ્યાજ પણ નહિ મૂકું એ બધું શું ?

નાર૦ એમાં ચાલાકી શી ? વ્યાજ માટે તો રૂપીઆ ઉધાર આપ્યા વ્યાજ નહિ છોડાય.

વસન૦ ( ઘડીઆળ જોતાં ) આ નવ તો વાગ્યા. ગાડીનો વખત થવા આવ્યો–નહિ મૂકીદો ?

નાર૦ ના.

વસન૦ નરકમાં પડો. ( જવું. )

નાર૦ અરે એક વાત છે !—વસનજી ! ઓ વસનજીભાઇ ! સાંભળો, સાંભળો.

( વસનજીનું પુનઃ આવવું. )

વસન૦ શું વ્યાજ મૂકી દેશો ? બોલ્યો છું તે હવે ફરવાનું નથી. પરંતુ હજી વ્યાજ મૂકી દો, તો હું એટલું કરી શકું કે બે ત્રણ વરસથી વધારે નરકમાં તમારે નહિ રહેવું પડે.

નાર૦ અરે ! તેની મને દરકાર નથી. તેથી વધારે પણ નરકમાં રહીશ, એમાં મને નફોતોટો નથી. પરંતુ તમે જો એક કામ કરી આપો તો મુદ્દલને વ્યાજ બન્ને છોડી દઉં.

વસન૦ એવું તે શું કામ છે ? જરૂર તે કામ અશક્ય હશે.

નાર૦ ન થઇ શકે તેવું કંઇ નથી. એમાં બન્નેને લાભ છે.

વસન૦ એમ ! વાત તો બહુ રસિક ઉપાડી છે. (લાકડી મૂકીને) સાંભળું તો, શી હકીકત છે.

નાર૦ સાંભળ્યું છે, કે દયાળજીને લગ્નને લાયક એક દીકરી છે. મારી બીજી સ્ત્રી હમણાંજ દેવલોક પામી છે. જેથી તેઓ તેમની દીકરીનાં મારી સાથે લગ્ન કરી નાંખે.

વસન૦ તમારી સાથે ! ખુબ ખૂશી થવા જેવી વાત જણાવી ! ! તમારી સાથે ! ! !

નાર૦ એમાં નુકશાન શું ? તેમની દીકરી તો હોશિયાર છે. આ સમયે કે—

વસન૦ તમારી સાથે ! એતો ઘણી ખુશીની વાત છે. (હસે છે.) નારણજી ! તમારૂં મગજ બગડી ગયું છે. તેનો ઉપાય કરો.

નાર૦ તમે હસો છો કેમ ? જો આ વાત નક્કી કરી શકો તો દયાળજીનાં બે કામ સરશે.

વસન૦ મહેરબાન ! જો મને એક છોકરી હોત, અને તે કાણી, આંધળી, લુલી, લંગડી, કુબડી હોત–જેટલા દોષ દુનિયામાં જણાય છે, તે બધા દોષ તેનામાં હોત, અને તેથી લગ્ન ન કરવાના કારણે હિન્દુસમાજ મને શુળીએ ચઢાવત, તોપણ હું છોકરીને તેના હાથ પગ બાંધી પાણીમાં ખૂશીથી નાંખી દેત અથવા તો હું પોતે હસતે મુખે શુળી પર ચઢત પણ તમારા જેવા પાજી–મૂર્ખની સાથે તેનાં લગ્ન ન કરત. ચોખ્ખે ચોખ્ખી વાત જણાવું છું. (જવું.)

નાર૦ હેં ! તારો આટલો બધો મિજાજ ! જોજે તને એનો સ્વાદ ચખાડું છું.

( વલ્લભજીનું ફરી આવવું. )

વલ્લભ૦ નારણજી ! તમે ગંભીરપણે આ વિચારે કરો છો ? ખરેખર આ તમારા વિચારો છે ?

નાર૦ હા.

વલ્લભ૦ પરંતુ આ વિવાહ નથી, વ્યભિચાર છે.

નાર૦ વલ્લભજી ! મારી પાસે ઋષિ બનવાની શી જરૂર આપણે બન્નેએ હજી એક બીજાને નથી પીછાણ્યા ' ને શું એક સાથ–( બતાવે છે. )

વલ્લભ૦ ચૂપ.

નાર૦ શું હું જાણતો નથી ? આપણે બન્ને પાપી છીએ. હું પકડો પાપી છું. તમે ઢોંગી પાખંડી છો. તમે મારા કરતાં બમણા છો.

વલ્લભ૦ કહો ત્યારે શું કરવું છે ?

નાર૦ મદદ કરશો ?

વલ્લભ૦ કરીશ.

નાર૦ એજ. ( હાથ પકડે છે. ) તો હું વિશ્વાસ રાખું !

વલ્લભ૦ સારી રીતે.

નાર૦ તો હવે હું જાઉં છું. ( જાય. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દયાળજીનું ઘર.

### સમય—સવાર.

**( દયાળજી અને ભગવતી )**

દયા૦ પિતાનું દેવું આપ્યા સિવાય હું એક પાઇ પણ ખર્ચ કરી શકું તેમ નથી.

ભગ૦ છોકરી હવે ઉમર લાયક થઇ છે: ઘરમાં રાખે પાલવે તેમ નથી.

દયા૦ તો કાઢી મૂક.

ભગ૦ હાય મા ! આ શું બોલો છો ?

દયા૦ બાપનું દેવું હવે નથી રાખી શકતો, વ્યાજ અને મુદ્દલ મળી મારા ભાગના પાંચ હજાર રૂપીઆ લગભગ થઇ ગયા છે.

ભગ૦ તોપણ દીકરીનાં લગ્ન કરવાંજ પડશે.

દયા૦ શા માટે કરવાં પડશે, તે મારી સમજમા નથી આવતું. દીકરી શું દીકરા કરતાં વધારે છે ?

ભગ૦ મારી નજરે બન્ને સરખાં છે.

દયા૦ ત્યારે ? બે દીકરામાંથી એક પૈસાના અભાવે રિસાઇ, સંન્યાસી બની ચાલ્યો ગયો. બીજાને ભણવાનું ખર્ચ ન સહી શકવાથી, શાળામાંથી નામ કઢાવી, તેની જીંદગી ધૂળધાણી કરી છે.

ભગ૦ તે ગમે તેવી રીતે પોતાનુ પેટ ભરી લેશે પણ દીકરી !—

દયા૦ ઉંહું ! તું ઠીક કહે છે; પરંતુ આ એકલી તો નથી ને. બીજી બાદ ત્રીજી પરણાવવી પડશે. જા. અંદર જા. પુત્રીના લગ્નની મને બહુ ચિંતા હશે. જા.

( ભગવતી જાય છે. )

દયા૦ પ્રાતઃકાળમાં આ વૃક્ષનાં પાંદડાં નાચી રહ્યાં છે—જો હું એક વૃક્ષ હોત, તો સુખથી વૃક્ષનાં જથામાં રહી આનંદ પામત. પુત્રીનાં લગ્નોની ચિંતા તો કરવી ન પડત—લગ્ન કયાઠીક. ગરીબને ઘેર બાલબચ્ચાં કેમ જન્મતાં હશે !—બધા નસીબના મેળ છે. કોણ ! કલ્યાણજી !

[ કલ્યાણજીનું આવવું. ]

દયા૦ આવો ભાઇ !

કલ્યા૦ તમારી તબીયત કંઇ ખરાબ છે ?

દયા૦ તબીયત ખરાબ છે! ( આમતેમ જોઇ ) ના ના. !

કલ્યા૦ નહીં-ખુલાસો કરો. તમારા મનની ગુંચ મને કેમ કહેતા નથી ?

દયા૦ કંઈ નહિ–કલ્યાણજી ! તમે બાલપણમાં ગીત ગાતા હતા.

કલ્યા૦ અત્યારે પણ ગાઉં છું; પરંતુ તે ગાયન નથી ગાતો.

દયા૦ ત્યારે કયું ગાયન ગાઓ છો ?

કલ્યા૦ હવે પ્રેમનાં ગાયન નથી ગાતો–હાસ્ય મશ્કરીનાં નથી ગાતો. તે દિવસો ગયા. હસવા મશ્કરીના દિવસો ગયા. મારા પણ ગયા ને સમાજનાય ગયા. સૂરદાસ અને દયારામનાં ગીત હવે સારાં નથી લાગતાં. બીજાં ગાઉં છું.

દયા૦ તે ગાઓ.

કલ્યા૦ ઠીક.

દયા૦ (હસીને) આજ તમારૂં ગીત કોઇ નહિ સાંભળે.

કલ્યા૦ સાંભળવું પડશે. સાંભળો છો, હું એક નાટક મંડળી ઉભી કરી રહ્યો છું.

દયા૦ સાચું ? વેશ કોણ ભજવશે ?

કલ્યા૦ તેને માટે માણસની ખોટ નથી–દયાળજી ! હવે હું જાઉં છું.

દયા૦ કેમ ?

કલ્યા૦ એક જરૂરી કામ છે. અહીં થઇને જતો હતો; વિચાર્યું કે જરા તમને મળતો જાઉં. કાલે આવીશ.

( જવું. )

દયા૦ કલ્યાણજી મારો સાચો મિત્ર છે. જો તેના દીકરા સાથે મારી દીકરીનો વિવાહ–લગ્ન કરત તો સારૂં થાત. પણ ના. તે તો સમાજનો ચોકખો અપરાધી છે. વિલાયત જઇ આવ્યો છે! ચોરી કરો, વેશ્યા રાખો, સમાજ સર્વ સહેશે. પરંતુ પરદેશગમન તો અક્ષમ્ય અપરાધ!–હોય. પુત્રીના વિવાહની ચિંતામાં મને એક દિન પણ સુખે ઉંઘ ન આવી. શરીર—

**નેપથ્યમાં૦** દયાળજી ઘરમાં છે?

દયા૦ તારો શો અપરાધ?—આવો.

[ નાનુ, શંકર અને હીરુનુ આવવુ. ]

નાનુ૦ મકાન સારૂં છે.

શંકર૦ રોનકદાર છે? જમીનદારને છાજે તેવુ છે.

હીરુ૦ પરંતુ પુરાણું છે.

નાનુ૦ તેથી શું થયુ? સારૂં મકાન છે.

હીરુ૦ જરા નાનું છે.

નાનુ૦ પરંતુ હવા કેવી આવે છે–બાગનો આનંદ મળે છે. ભીમ ભાઇ સૌ કાંઇ પહેલા નંબરનું કરતા.

મનુ૦ પાંચ હજાર રૂપીઆ દેવું કરી, ગામ ખરીદી નાખ્યું. ખરેખર તેમનામાં ઉદ્યોગ ધંધાની બુદ્ધિ ઘણી હતી.બહુ ચતુર હતા.

હીરુ૦ પરંતુ એટલું તો કહેવું પડશે કે તેમણે મિલકતના ભાગ બરાબર નથી પાડયા.

દયા૦ તે જે કંઇ કરી ગયા છે, તે ખૂબ જોઈ વિચારીને કરી ગયા છે. તેને માટે મને જરાપણ દુઃખ નથી.

હીરા૦ તે ઠીક છે. પરંતુ હા ! દેવું ન મૂકી ગયા હોત તો કેવું સારૂં ?

નાનુ૦ હા દયાળજી, તે દેવા માટે શો ઇલાજ છે ? નારણજી તો હવે વધારે વખત રોકાય તેમ નથી.

દયા૦ હજી સુધી તો કાંઇપણ ઉપાય કર્યો નથી.

શંકર૦ નારણજી દાવાદુવી કરવા નથી ઇચ્છતા. પણ શું કરે, ત્રણ વરસ થઇ ગયાં ને વ્યાજ ચઢતુંજ જાય છે. પછી પાંચ હજાર રૂપીઆ છોડી પણ દે ?

દયા૦ તે તો છે જ.

નાનુ૦ આ તકરાર મટાડી દેવી જોઇએ. દાવો કર્યા બાદ સર્વ આપવું પડશે. ઉપર દાવાખર્ચ લાગશે.

દયા૦ તો તો વિચારૂંછું. પણ રૂપીઆ આપું કયાંથી ? કંઈ સમજ પડતી નથી. ઘરબાર વગેરે વેચવું પડશે. તેથી શું ! પણ માયા નથી છૂટતી. પૂર્વજોની મિલ્કત જે કંઇ—

હીરા૦ સાંભળો હું એક વાત કહું. તમારા માથે કેવળ આજ ખર્ચ નથી—દીકરીના લગ્નનું ખર્ચ ભારે છે, ને તે સામું જ ઊભું છે !

દયા૦ તે તો છે જ તો.

હીરા૦ ત્યારે "એક પંથ ને દો કાજ" થાય તો શું ખોટું ? હું કહુંછું કે ( ખોંખારીને ) અગર—સાંભળો—અર્થાત્.

[ વસનજીનું આવવું. ]

શંકર૦ લ્યો વસનજી આવ્યા.

વસ૦ પાજી, કંજુસનો કાકો, એક પૈસો પણ નહી છોડે. નીચ અધમ છે. બીજું તેથી વિશેષ શું ! તદ્દન નફ્ટ છે. મૂર્ખ કહે છે કે–પાજી, બદમાસ ! અરે ભૂલ્યો ! ડોકરાને ફરીવાર પરણાવવાનો લ્હાવો લેવો છે. કેમ માર્યો નહિ. એજ પસ્તાવો થાય છે. અરે ! પાજી લુચ્ચા, હરામખોર, ચંડાળ, શેતાન—

દયા૦ આટલા ગુસ્સે કેમ છો વસનજી !

વસ૦ ગુસ્સે ! મૂર્ખાની ત્રણ અવસ્થા વીતી, એક અવસ્થા બાકી છે. મૃત્યુના મોંઢે ઉભો છે–અભાગી–પાજી–મુંજી ! મૂર્ખો છે. કહે છે કે તેની સાથે તમારી પુત્રી પરણાવી દો તો તે સર્વ કરજ છોડી દે. કેટલું સાહસ ! એ દુઃખ થાય છે કે મેં બેવકૂફને બે લાત કેમ ન મારી ! મારૂં મગજ તપી ગયું છે ! પાજી, કાળા મોંના, ઢેમ.

હીર૦ કેમ વસનજી, એક સારા માણસ ઉપર ગાળોનો વરસાદ વરસાવી રહ્યા છો ?

વસ૦ ગાળો કેમ આપુ છું ? ગાળો કેમ આપું છું, તે હું પોતે નથી સમજતો. પરંતુ આપુ છું ખરો; એ મારો સ્વભાવ છે. મૂર્ખને કહેવો, એ મારો સ્વભાવ છે.

નાનુ૦ પરંતુ વસન ?

વસં૦ બસ કરો. તમે સર્વ ખુશામતીઆ કુતરા, બૂટ ઉપાડનારા ચમાર છો. જાઓને, તેના પગ ચાટો અને પૂંછડી હલાવો, કેમ અહીં આવ્યા છો ? દયાળજી આ બધાને તમારા ઘરમાંથી હાંકી કાઢો. આ સર્વ કોઇને કોઇ નઠારા વિચારથી આવ્યા હશે. તેને કાઢી મૂકો.

દયા૦ આ શું બોલો છો આવા સારા માણસો—

વસં૦ આ સારા માણસો છે ( શું ઉજળાં બગ જેવાં સફેદ વસ્ત્રો પહેરવાથી ભલાઈ આવી જાય છે ? કાઢી મૂકો.

દયા૦ વસન—

વસં૦ ભલે ત્યારે તો હું જાઉં છું. તમારી ને મારી મિત્રતાની અહીજ પૂર્ણાહુતી—ફાવે તે કરો.

[ જવું ]

દયા૦ જતા રહ્યા. ભાઇઓ !

નાનુ૦ અમને કોઇને માઠું નથી લાગ્યું. તે મૂર્ખ છે; અમે લોકો તેવાઓની વાતોમાં ધ્યાન નથી આપતા.

હીરા૦ જુઓ દયાળજી, હું એક વાત કરવા ઇચ્છતો હતો.

દયા૦ શી વાત ?

હીરા૦ કહી તો જુઓ ' એક પંથ દો કાજ ' થશે. આમ દેવાથી છુટા થશો, આમ પુત્રીના લગ્નનું ખર્ચ બચી જશે.

દયા૦ ઠીક વિચારીને કહીશ.

શંકર૦ વિચારજો. આવો સુયોગ જીંદગીમાં કોઇક જ વાર આવે છે.

હીરુ૦ ઠીક ત્યારે અમે બધા જઇએ છીએ, ક્યારે જવાબ મળશે?

દયા૦ કાલે.

હીરુ૦ સારી વાત. (જોડીદારોને) ચાલો તો.

નાનુ૦ ચાલો. ( સર્વનુ જવું )

દયા૦ ભારે ગુંચવણમાં-ભારે [illegible]માં નાખી દીધો. વિવાહ-તે તો ઘણો વૃદ્ધ છે-ત્યારે શું કરૂં ? એના સિવાય બીજો ઉપાય શો છે-ના. ઘણો વૃદ્ધ છે, તે ઉપરાંત દુષ્ટ છે. છોકરીને કુવામાં ઉતારી શકતો નથી. લો પેલા મોટાભાઇ આવ્યા.

( વલ્લભજીનું આવવું. )

વલ્લ૦ દયાળજી, તમારી તપાસ કરવા આવ્યો છુ. ખુશી તો ખરાને ?

દયા૦ હા મોટાભાઇ ! શરીરથી તો સારો છું. પરંતુ માનસિક દુઃખ મહાવિકટ છે. સંસારની અનેક જંજાળોમાં—

વલ્લ૦ તે તો સમજાયલું છે. સંસાર કેવળ દુઃખથી ભરેલો છે. સુખનું ક્યાંય નામ નથી. શાસ્ત્રકારોએ કહ્યું છે કે આ સંસાર માયા છે; પરંતુ એ માયાનું બંધન તોડી નીકળવું મુશ્કેલ છે. બુદ્ધદેવે સન્યાસ લીધો હતો. તેમનું માનસિક બળ અસિમ હતું. પણ આપણે તો પાપી જીવ; એટલે એમ નથી કરી શકતા. જેટલું બની શકે તેટલું આપણા મનને સંસારિક બંધનથી દૂર રાખવું. તમે મારા નાના ભાઇ છો, તેથી તમને ઉપદેશ આપુ છું. ચિંતા ન કરો ભાઇ !

દયા૦ ચિંતા કર્યા વિના તો નથી રહેવાતું. પુત્ર–પુત્રીઓને ગળાં દબાવી મારી નથી શકતો. તે ઉપરાંત બીજું—

વલ્લ૦ તે તો હું કહું છું દયાળજી ! શ્રીકૃષ્ણજીની કૃપા વિના જીવની ગતિ નથી. રાધેકૃષ્ણ–રાધેકૃષ્ણ !

દયા૦ મોટો દીકરો ખીજાઇને સંન્યાસી થયો. નાનો પણ કુસંગી બની, કુમાર્ગે ચઢયો છે. એક છોકરી પરણાવી, તે વિધવા થઇ. બીજીના લગ્નને માટે કોઇ ઉપાય નથી જડતો.

વલ્લ૦ સંસારનો એ નિયમ છે. તમેજ બતાવો ભાઇ, કે શું કરવું ?

દયા૦ આમ ગૃહસ્થાઇનો નિત્યખર્ચ મારી પાડે છે.

વલ્લ૦ તે પણ જરૂરી છે. તે ખર્ચ કર્યા વિના ન ચાલે. પૈસા આપ્યા વિના કોઇ કંઇ આપતું નથી. ઘણી જરૂરી ચીજો લોટ–દાળ–ચોખા પણ લેવા જાઓ તો પૈસા માગવામાં આવે છે ! બતાવો, માણસ શું કરે ? ખર્ચ— ચાલુ ખર્ચ તો જોઇએજ ! નારાયણ ! ગોવિન્દ !!

દયા૦ મોટાભાઈ ! પિતાનું બધું દેવું તમે ચુકવી નાખો. હું મારા ભાગની રકમ ધીમે ધીમે ચુકવી આપીશ. પહેલાં પુત્રીનાં લગ્ન વગેરેનો ખર્ચ આટોપી લઉં; પછી તમને આપીશ. તમે જો મારા હિસ્સાના પાંચ હજાર દેણદારને આપી દો તો તો મારો જીવ બચે.

વલ્લ૦ પાંચ હજાર રૂપીઆ ! દયાળજી, પાંચ હજાર રૂપીઆ. નીચે જોતાં એક ચપટી વગાડતાં નથી મળી જતા.

દયા૦ એથી તો હું તમારી પાસે યાચના કરૂં છું. પહેલાં હું આ કન્યાદાનથી બચી જાઉં ત્યાર પછી—

વલ્લ૦ જુઓ, તમને હું સહજ ઉપાય બતાવું. નારણજી સાથે સુશીલાનો વિવાહ કરી નાખો. પછી તે પોતે જ વ્યાજ અને મુદ્દલ સર્વ છોડી દેવાને તૈયાર થઇ જશે. હું તમારી વતી ભલામણ કરીશ. તમે મારા નાના ભાઇ છો, નહિ તો—હરે મુરારે !

દયા૦ વડિલભાઇ ! તમે આ શુ બોલો છો ?

વલ્લ૦ નહિ તો તમે જ બતાવો કે અન્ય ઉપાય શો છે ? તેની પાસે અઢળક ધન છે.

દયા૦ પરંતુ તે હવે અહી કેટલા દિવસનો મહેમાન છે ?

વલ્લ૦ ત્યારપછી તે સર્વ દોલત તમારી પુત્રીની થશે. પછી તમને કાંઈ ચિંતા રહેશે નહિ, ભાઈ સમજો. તમે મારા નાના ભાઇ છો. હું તમારો શુભચિંતક છું; તેથી જ કહું છુ—ગોપાલ, ગોવિન્દ !—ભાઈ વિચારી જુઓ. આવું ભાગ્ય સર્વનું નથી હોતું. તેની પાસે અઢળક ધન છે—તે સર્વ તમારૂં જ છે !—નારાયણ ! કૃષ્ણ કૃષ્ણ !

દયા૦ ( ચિંતાગ્રસ્ત ) હૅં.

વલ્લ૦ વિચારી લ્યો. હવે હુ જાઉં છું. આમ જુઓ દયાળજીભાઇ, તમારા મકાનની આસપાસ ઘાસનું જંગલ થઈ ગયું છે; —તેને સાફ કરાવી નાખો. નહિ તો રોગ વધવાનો સંભવ

છે. તમે મારા સગા ભાઇ છો, જેથી તમને સમજણ આપું છું. (ફરતાં) જુઓ. તમારે જે જરૂર હોય તે મને જણાવજો. ભાઇ, હું તમારી ખબર જ્યારે ત્યારે લેતો રહું છું—જય રાધેકૃષ્ણ !

દયા૦ મારા પર તમારી અસિમ કૃપા છે ભાઇ ! મોઢેથી હસીને ખર્ચ કરવામાં તો કોઇ વખત કૃપણ નથી જણાયા. ( લાંબો નિશ્વાસ નાંખી ) આવી લુખ્ખી મોઢાની સહાનુભૂતિ પણ આપવાવાળા કેટલા છે ?

[ મોરારનું આવવું ]

મોરાર૦ બાઇ બોલાવે છે

દયા૦ ચાલ હું આવુ છું. [ મોરારનું જવું ]

દયા૦ પુત્રીને મારી નાખીશ. રૂઢીના નામે બલિદાન આપીશ; ત્યાર-પછી પુત્રીના નશીબમાં જે હશે તે થશે.

[ સુશીલાનું આવવું ]

સુશીલા૦ બાપુજી ! આપને મારી મા અંદર બોલાવે છે.

દયા૦ તેને અહીંજ મોકલ. [સુશીલાનું જવુ. ]

દયા૦ સમાજ ! દુનિયા ! તારી એવી રચના છે, કે કન્યા તે મા-બાપોને શ્રાપ રૂપ થઇ પડે છે. કેવી રીતે તેને ઘેરથી વિદાય કરવી કે પ્રાણ બચી જાય; એ ચિંતા માબાપોના મગજમાં ઘૂમે છે. અને એથી જ પુત્રી જન્મથી માતા લજ્જા પામે છે; પિતાનું મોં ઉતરી જાય છે; કાંઇ આનંદ નથી મનાતો.

જવાદે. હવે નહિ વિચારૂં. હાય ! એક ઠેરેઠેર ભટકનારો કુતરો હોત, તો પુત્રી વિવાહની ચિંતામાં ન ડૂબત. આંખોમાં અશ્રુ આવે છે.

[ ભગવતીનું આવવું ]

દયા૦ (ગંભીરસ્વરે) સાંભળ્યું, મે બરાબર કર્યું.

ભગ૦ શું ?

દયા૦ મારી નાખીશ !

ભગ૦ કોને ?

દયા૦ સુશીલાને !

ભગ૦ આ શું બોલો છો ?

દયા૦ નારણની સાથે સુશીલાનાં લગ્ન કરીશ.

ભગ૦ હેં ! આ શું ! તે તો ઘરડો–ઘણો ઘરડો છે.

દયા૦ તેના શરીર જોડે પરણાવીશ.

ભગ૦ કેમ, મણીભાઇના દીકરા સાથે જે વાતચીત હતી તે.

દયા૦ તે પાંચ હજાર રૂપીઆ માગે છે.

ભગ૦ રૂપીઆની તજવીજ કરો.

દયા૦ તુંજ બતાવ કે, કયાંથી લાવું ?

ભગ૦ દેવું કરો.

દયા૦ બસ. તેં સીધો રસ્તો બતાવી દીધો. દેવું કરૂં ? જણાય છે, કે તે દેવું તું ચૂકવશે.

ભગ૦ દેવું તો કોઇને કોઇ રીતે અપાઇ જશે.

દયા૦ તે 'રીત' બતાવ. કેવી રીતે મેળવશે તે બતાવે તો મોટો

ઉપકાર થશે. ભલે, પહેલું એજ બતાવ કે ઉધાર કોણ આપશે ? કોની પાસે માગું ?

ભગ૦ કેમ ? મોટાભાઇ પાસે માગો.

દયા૦ મોટાભાઇ પાસે ? મોટાભાઇ પૈસા આપશે ?

( ખાલી હસે છે)

ભગ૦ શું ભાઈને દુ:ખી જોઈ તેમને દયા નહિ આવે ? તે ભાઈનું રક્ષણ નહિ કરે ?

દયા૦ તને ખબર છે કે આ કયો યુગ છે ?

ભગ૦ ઠીક, એક વખત તો માગી જુઓને.

દયા૦ માગી ચૂકયો, ને અપમાન પણ થઈ ગયું.

ભગ૦ પછી ?

દયા૦ પછી ! સામું જો. આજુબાજુ જો. પાછળ જો. એ 'પછી' નો ઉત્તર નહિ મળે. ઉપર જોઇ વારંવાર પોકાર કે 'ભગવાન્ હવે ?' કાંઇ ઉત્તર નહિ મળે. સુનસાન્ય છે—સર્વત્ર ખાલી છે—આશા નથી.

ભગ૦ તો હવે શો નિશ્ચય કરવો રહ્યો ?

દયા૦ (નિરાશ મોઢે) આપણે સુશીલાને પેદા કરી છે. ગોદમાં રાખી પાલન કર્યું છે, એ સોનાની પુતળીને મોટી કરી છે, તે શા માટે? દુનિયાના ચરણમાં બલિદાન માટેને ? ચાલ. આમ આવ. તું તેના પગ પકડ, હું તેનું માથું પકડું. જોરથી પછાડજે. બાદ નારણ, તેની ગરદન પર એક ખંજર ભોંકી દેશે, ત્યાર પછી ? ત્યારપછી તે રૂધીરનો રૂઢી રાક્ષસના મુખ પર છંટકાવ કરીએ.

[ બન્ને જાય છે ]

## પ્રવેશ ૪.

**સ્થળ**–દયાળજીનો ખાનગી ઓરડો.

**સમય**—સવાર.

[ મોરારજી અને સુશીલા ]

**મોરાર૦** સુશીલા! તારા લગ્નની વાત ચાલે છે?

(સુશીલા માથું નમાવી પગના અંગુઠા વડે જમીન ખોતરે છે.)

**મોરાર૦** તને તે લોકો જોઇ ગયા?

**સુશીલા૦** [ માથું નમાવી ] હા!

**મોરાર૦** તો નક્કી થઇ ગયું!

**સુશીલા૦** ખબર નથી.

**મોરાર૦** તું પરણીશ?



સુશીલા૦ હું જાણુતી નથી.

મોરાર૦ તારાં લગ્ન, ને તું જાણુતી નથી ?

(સુશીલા ઉંચુ જુએ છે, તેની આંખોમાં અશ્રુ ભરાઇ ગયાં છે.)

સુશીલા૦ [ઉતાવળથી] મોરાર !

મોરાર૦ કેમ સુશીલા !

સુશીલા૦ મોરાર !

મોરાર૦ કેમ સુશીલા ! બોલ. ચૂપ કેમ થઇ !

સુશીલા૦ મોરાર ! તમે હજી પણ મારા પ્રત્યે સ્નેહ રાખો છો ?

મોરાર૦ સ્નેહ રાખુ છું ? એ વાત તું પૂછે છે સુશીલા ?–હા પૂછી શકે છે. મે કોઇપણ વખત એવી વાત તારા મોઢે નથી કરી, પરન્તુ એ વાત તને કહેવા માટે માથાથી પગ સુધી ગરમ લોહી ફર્યાં કરે છે; જેમ ઉન્મત્ત કેદી બંધન તોડી નીકળવા માગે છે તેમ, વાચા બંધન તોડવા મથતી ત્યારે પણ કહ્યું નથી.

સુશીલા૦ ત્યારે તમે મારા પર સ્નેહ રાખો છો ?

મોરાર૦ તું શું નથી જાણુતી ? સમજતી નથી ! સાચું છે કે એ વાત મારી જીભે તને નથી કહી, તો પણ મારી આંખો, વગેરેથી તું સમજી શકી નથી ?

સુશીલા૦–તમારી જીભે કેમ ન કહ્યું ?

મોરાર૦ તારા ભલાને માટે. કેમકે તારાં, મારાં લગ્ન નથી થઈ શકતાં.

સુશીલા૦ કેમ નહિ ?

મોરાર૦ તારા પિતા તેમ નહિ કરે. કારણ જાણે છે? કારણ કે હું વિલાયત જઇ આવેલાનો પુત્ર છું!

સુશીલા૦ પિતાની મરજી ન હોય છતાં તમારી સાથે લગ્ન કરૂં તો?

મોરાર૦ આવું શું બોલે છે? મારા માટે તું તારો ધર્મ માર્ગ છોડશે? ના સુશીલા તેમ નહિ બને.

સુશીલા૦ મારા કામનું જોખમ મારા પર છે. તેના જોખમદાર તમે નથી. હવે હું નાની દુધ પીતી નથી. મારો પોતાનો પણ આ બાબતમાં વિચાર કરવાનો હક છે. જો પિતાની મરજી હોત કે મને એક ઘરડાના ગળામાં વળગાડી દેવી, તો એક વખત હતો. તે સમય ગયો. હવે તો મારી બાબતમાં હું કંઇ સમજું છું. આ વખતે તો તે પોતાનું ધાર્યું કરી શકશે નહિ.

મોરાર૦ "તારા પિતા પ્રત્યે તારી ફરજ નથી શું?"

સુશીલા૦ "પિતાની પણ સંતાનો સાથે ફરજ નથી?"

મોરાર૦ તારા પિતા જે કરે છે, તે તારા ભલા માટે.

સુશીલા૦ મોરાર! તમે ખૂબ ધીર, શાન્ત, સ્થિર ભાવથી આ વાત કરો છો? તેઓ એક સાઠ વર્ષના બુઢ્ઢા સાથે મારાં લગ્ન કરવા ચહાય છે. તે લંપટના હાથમાં મને શા માટે સોંપે છે? સમાજ માટે, ધનને માટે; મારા સુખ માટે તો નહિં.

મોરાર૦ જો એજ વાત હોય, તો તું પિતાના ચરણમાં તારો ભોગ નથી આપી શકતી?

**સુશીલા૦** એમ શા માટે કરૂં ?

**મોરાર૦** તેને આત્મત્યાગ કહે છે.

**સુશીલા૦** હું એ પ્રકારે અન્યાયથી આત્મત્યાગ કરવા ઇચ્છતી નથી; એ મારાથી નહિ બને. હું પિતાને, સમાજને, દૈવને સંતોષવા માટે મારી પોતાની સાથે અવિચારી વર્તન નહિ કરૂં. એને આત્મત્યાગ કહોછો કે ! આને આત્મત્યાગ કહે છે, કે "કોઇ હિતકાર્યમાં પોતાનો ભોગ આપવો તેને આત્મત્યાગ કહે છે." પરંતુ એક ખૂની પશુનાં—આ સમાજનાં—પેટ ભરવાને પોતાના ગળામાં ફાંસો કરવો તે સ્વાર્થત્યાગ નથી. એ આત્મહત્યા છે. હું તે માટે રાજી નથી. મોરાર ! બોલો, હું તમારી સાથે પિતાની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરૂં ?

**મોરાર૦** ના સુશીલા, તારા પિતાની ઇચ્છા વિરૂદ્ધ આપણાં લગ્ન નથી થઇ શકતાં. એમ નથી બનતું કે મારી પ્રવૃત્તિ મારી ફરજ ભૂલી જાય—દાબી દે.

**સુશીલા૦** ત્યારે એમજ કહોને, કે તમો મારા પ્રત્યે સ્નેહ નથી રાખતા !

**મોરાર૦** તારા પ્રત્યે સ્નેહ છે, તેથી તો આમ કહું છું. તારા પ્રત્યે એટલો તો સ્નેહ છે, કે તને અડકતાં ડરૂં છું—કદાચિત્ મારા હાથ સ્પર્શથી તું મલિન—કલંકિત ન બને. તારા મુખનું એકી ટસે ધ્યાન કરતાં કરતાં, આગળ વધતાં મને ડર રહે છે કે આ રૂપાળા પવિત્ર મન્દિરને હું ભૂલથી

પણ કલંકીત ન કરી નાખું. અંધારી રાત્રીએ આકાશ તરફ જોતાં પણ તારૂંજ ધ્યાન ધરૂં છું ને સ્વર્ગીય સ્વપ્ન નિહાળું છું. પરંતુ આપણાં લગ્ન અસંભવિત છે.

**સુશીલા૦** ત્યારે આ આપણો છેવટનો મેળાપ છે.

**મોરાર૦** (વિચારી) ખરેખર—આ દંડ—મહા કઠોર છે. તને ન જોતાં પૃથ્વી સ્મશાનવત્ લાગશે, મારૂં હૃદય ફાટી જશે, પરંતુ આપણ બન્નેના ભલા માટે—આપણ બન્નેનું ન મળવું ઇચ્છવા જોગ છે. તું પિતા પ્રત્યેની ફરજનું પાલન કર. એમાં વિઘ્નકર્તા થવા તારી પાસે નહિ આવું. હું તારા કર્તવ્ય—પાલનનો માર્ગ ચોકખો કરી આપુ છું. વારૂ સુશીલા, જાઉ છું. (જવું.)

**સુશીલા૦** (સ્તબ્ધ બનીને) તમે પણ આ કુચક્રમાં મળેલા છો. ભલે. હું લગ્ન જ નહિ કરૂં! લગ્ન—આવા મમતાહીન પુરુષોના સંસર્ગમાં પડવું તેજ અન્યાય છે. એવા સાથે સ્નેહ રાખવો પડશે! એમની દાસી બનવુ પડશે!

**મોરાર૦** તમે મને બચાવી છે! ખરેખર તમે સર્વ જંજાળો કાઢી નાખી છે. હું હવે લગ્ન જ નહિ કરૂં.

(વિનોદનીનું આવવુ.)

**વિનોદિની૦** સુશીલા!

**સુશી૦** કોણ બ્હેન!

વિનો૦ તું કાંઇ ના સમજી.

સુશી૦ શું ના સમજી ?

વિનો૦ તેનું ઉચ્ચ હૃદય અને મહત્ વિચારો.

સુશી૦ કોના ?

વિનો૦ મોરારજીના.

સુશી૦ ઉચ્ચ હૃદય અને મહત્ વિચાર !

વિનો૦ કેવો વિનય છે ! કેવો આત્મત્યાગ !–કેવી દૃઢતા છે ! લેશ પીછાણી ન શકી !–એટલી નાની તો તું હવે નથી. ભગવન્ ! પુરુષ હૃદય આટલું ઉચ્ચ હોઇ શકે છે ! અને અમે સ્ત્રીઓ –માત્ર વિસ્મય દૃષ્ટિથી અવાક્ બની જોઇ રહીએ છીએ. એવા પુરુષોના પગની ધૂળ બરાબર પણ અમે નથી.

સુશી૦ કેમ બ્હેન !

વિનો૦ સમજતી નથી કે મોરાર તારા પ્રત્યે કેટલો સ્નેહ રાખે છે. સમજી નહિ કે સ્વર્ગ પ્રાપ્ત થતાં, પણ તેણે કર્તવ્ય માટે–તારા પિતા પ્રત્યેના તારા કર્તવ્ય માટે–તેણે તે સ્વર્ગીય સુખને ધૂળ માફક ફેંકી દીધું. એ તું ન સમજી શકી.

સુશીલા૦ મારા પિતા પ્રત્યે મારૂં શું કર્તવ્ય છે, તે હું સમજું છું બીજાને બતાવવાની જરૂર નથી.

વિનોદીની૦ કંઇ જાણતી નથી. કંઇ સમજતી નથી. અંગ્રેજી

શિક્ષણે માત્ર તને અભિમાન શીખવ્યો છે. તે સિવાય બીજું કાંઇ શીખવ્યું નથી.

સુશી૦ મોટી બ્હેન! હું તારૂં ભાષણ સાંભળવા નથી ઇચ્છતી.

વિનો૦ તું શું એમ સમજે છે કે પિતા તારા પર ઓછો ભાવ રાખે છે? તે તારા હાથ–પગ બાંધી પાણીમાં નાખી દે છે, તો તું એમ સમજે છે કે તેમને બહુ સુખ થાય છે? તું સમજે છે કે તેમના વિશાળ હૃદયમાં સંતાનો માટે કેટલી વ્યથા, ચિન્તા અને વેદના થાય છે!

સુશી૦ એ બધું માત્ર તુંજ સમજે છે.

વિનો૦ હા. હું સમજુ છું. મેં જોયું છે કે, કેટલીય રાત્રીથી તેમની આંખોમાં ઉંઘ નથી–લાંબી લાંબી રાત્રી તેમણે જાગીને અને પાસાં બદલીને વીતાડી છે. હું ઓસિકા પાસે બેસી પંખો નાખતી હતી. મેં મારા હાથે તેમને માટે સ્વાદિષ્ટ ભોજન બનાવ્યાં છે; પણ કોળીઓ મોઢા આગળ આવતાં તેમના હાથથી પડી ગયો છે. તેમની ચિંતા તરફ મેં લક્ષ આપ્યું છે, તેં નથી આપ્યું.

સુશી૦ તો પછી તેઓ જાણીને આટલું કષ્ટ શામાટે ભોગવે છે?

વિનો૦ એક દિવસ સમજીશ. આજ નહિ સમજે. કેમકે અત્યારે તને માત્ર સ્વાર્થે ઘેરી લીધી છે. તારા હૃદયમાં અહંકાર વ્યાપી ગયો છે. એક દિવસ–જ્યારે ત્યાગ રૂપી સેના આવી હૃદય દુર્ગમાંથી સ્વાર્થને કાઢી મૂકશે, અને અહંકાર ઊડી જશે–ત્યારે સમજીશ.

સુશી૦ બ્હેન! પિતા જાણે છે, અને તેમણે દશ માણસોને કહ્યું છે, કે હું મારા મન પ્રમાણે ચાલનારી છું, કોઇની બંધાયલી નથી. એ સ્વભાવ સુધારવાની તક હવે નથી–હું સમાજના ચરણમાં મારો ભોગ નહિ આપું–ચાહે પ્રાણ રહે કે જાય. મારો એ નિશ્ચય છે.

વિનો૦ તો તો હું શું કરી શકું બ્હેન! (જવું.)

સુશી૦ "કન્યાને માટે એક વર શોધવો, એટલે લાકડે માંકડું વળગાડી કન્યાના ગળામાં પરાધીનતાની ફાંસી નાખવી." જોઉં કોની તાકાત છે, કે મારાં બળજોરીથી લગ્ન કરે.

( ભગવતીનું આવવું )

ભગ૦ સુશીલા! અહીં એકલી શું કરે છે બેટા? આવ, હાથ પગ ધોઇ લે. તારા વાળ ગુંથી લઉં, વર આવ્યો છે.

સુશી૦ વર આવ્યો છે, કે યમરાજા આવ્યો છે? તેને માટે શણગાર વગેરેની શી જરૂર છે? ધૂળ ભરેલી હોય તો પણ યમરાજ કોઇને છોડતો નથી.

ભગ૦ આ તું શું બકે છે સુશીલા!

સુશી૦ ( ગભરાયલી ) મા! હું તમારા ઘરમાં એક ભાર રૂપ છું?

ભગ૦ આ તું શું બોલે છે બેટા?

સુશી૦ નહિ તો મને કાઢી મૂકવાને આટલી તૈયારી કેમ છે! જણાવો. હું પોતે કોઈ સ્થળે ચાલી જઈશ.

ભગ૦ આ શું! છોકરીમાં જરાપણ બુદ્ધિ નથી.

સુશી૦ ઘણી જ બુદ્ધિ છે. નહિ તો સમજાું ક્યાંથી ? કેવી સમજી ગઈ ! આશ્ચર્ય લાગે છે મા ? કેમ સમજી તે નહિ કહું. પરંતુ સમજી ગઇ છું. ( હસે છે, પછી ગંભીર બની ) મા ! કાંઈ જરૂર નથી. [તરત જ અંદરથી એક છરો લાવી] આ લો. મારો ગર્દનમાં-(ગર્દન ઝુકાવે છે) મારો.

ભગ૦ શું તું ગાંડી બની ગઈ છે સુશીલા ?

સુશી૦ નહિ, મારો. એકદમ મારી નાખો. રીબાવી રીબાવીને ન મારો. જે લોકો જાતના કસાઈ છે, તે તમારા કરતાં સારા છે, તરતજ મારી નાખે છે. શરીરમાં સોયા ભોંકી, દુઃખ આપી નથી મારતા. મા ! આ બધી તૈયારી ફોકટ છે ! હું આવાં લગ્ન નહી કરૂં.

ભગ૦ આજે તું કેવી વાતો કરે છે સુશીલા ?

સુશી૦ સાચું મા ! હું તમારૂં બહુ ખાઈ જાઉં છુ અથવા તમારા સુખમાર્ગમાં કંટકરૂપ નડું છું, તો હવે ચિંતા ના કરો; કાલે રાત્રે તમે મને નહિ જોઈ શકો. કંઈ બીક નથી. મારા પિતાને જણાવો કે આ લગ્ન મારે નથી કરવા. બળજોરીથી તે મારાં લગ્ન નહિ કરી શકે. લગ્ન થતા પહેલાં જ—આ છરો જુઓ છો ?—એ પોતાની છાતીમાં ભોંકી દઇશ.

ભગ૦ (હાથ પકડીને) બેટા આ શું કહે છે ! તારાથી એમ બોલાય ?

સુશી૦ મા, હું જાણું છું, મારૂં આચરણ ઘણું બેશરમી ભર્યું છે; પરંતુ શું કરૂં ? મારૂં કોઈ નથી. પિતા-જે રક્ષક છે, માતા -જેની ગોદમાં સર્વ દુઃખથી બચવા માટે સંતાન આશ્રય મેળવે છે; બ્હેન, સંબંધી-તે સર્વ આજ વિમુખ બન્યાં છે. જ્યારે મને મારવાને બહાર કેટલાં ખડ્ગ તૈયાર છે-મા

માથામાં તેલ નાખી રહી છે; પિતા બલી મંત્રો ભણે છે–ત્યારે મારી પોતાની રક્ષા માટે મારે માર્ગ શોધવો પડે ને. તે સિવાય અન્ય શું કરી શકત ! આમ જો મા ! સાંભળી લે. —હું આ લગ્ન નહિ કરૂં, લગ્ન પહેલાં જ આત્મહત્યા કરી નાખીશ. (જવું.)

( કીકાભાઈનું આવવું. )

કીકુ૦ ક્યાં—અહીં તો મોટી બ્હેન નથી.

[ વસનજીનું આવવું. ]

વસન૦ કેમ કીકુ ! તારા પિતા ક્યાં છે ?

કીકુ૦ બહાર ગયા છે.

વસન૦ બહાર ક્યાં ગયા ? જે ખટકો હતો તે નડ્યો. એક મિનિટ મોડામાં કામ બગડી ગયું. ક્યારે ગયા છે ?

કીકુ૦ તે જાણતો નથી.

વસન૦ ક્યારે આવશે ?

કીકુ૦ તે પણ જાણતો નથી.

વસન૦ તે જાણીને શું લાભ થવાનો ? હવે હું રોકાઈ શકતો નથી. પરંતુ ઘણી અગત્યની વાત છે, કહ્યા વિના જવાય તેમ નથી. [ ઉપર જોઈ કંઈક વિચારી ) અહા ! પૃથ્વી ઉપર આવી ઘટનાઓ શી રીતે થતી હશે ? ખાસ જરૂરી પ્રસંગે મળવા આવ્યો તો પોતે બહાર ગયા ! એથી કહેવુ પડે છે કે ઈશ્વર નથી. જો હોય તો આમ કેમ બને ? હું કેટલે આઘેથી ખાસ એક વાત કરવા માટે દોડતો આવું છું, ત્યારે પોતે ઘરમાં નથી. [ ઘડીઆળ જોઈ] હવે

રોકાવાય તેમ નથી. બાવીસ મિનિટ બાકી છે !–તું તારા પિતાને કહેજે–ના, કેસની વાત તું શું સમજીશ. ના, અરે સાંભળ. જેટલુ યાદ રહે તેટલું તારા પિતાને કહેછે જે કે હું સર્વ બરાબર કરીને આવ્યો છું. ગધેડાનો કેસ ચાલવા દે.

**કીકુ૦** કોને ? નારણજીભાઇને.

**વસન૦** ઓય ! તે હલકો વળી ભાઇ ક્યારનો થયો ? તે લુચ્ચો, હરામજાદો સેતાન ભંગીથી પણ હલકો છે.

**કીકુ૦** પણ તે હવે દાવો નહિ કરે.

**વસન૦** ડરી ગયો ! વૉટસન સાહેબ બેરીસ્ટર પાસે હું ગયો હતો તેથી ડરી ગયો ! હવે કરોને ભાઈ દાવો–હું પણ જોઉં ! બદનામ શું કરવાનો હતો હરામી–દસ્તાવેજ અસલ સાબીત નહિ થાય. ગધેડો બીની ગયો.

**કીકુ૦** ના જી એ વાત નથી ! વસનકાકા ! નારણજી સાથે મોટી બ્હેનનાં લગ્ન થવાનાં છે.

**વસન૦** લગ્ન ! શું ! અરે ભાઇ લગ્ન કેવાં ! ! ( લાકડી ઠોકીને ) વિધિપૂર્વક લગ્ન છે !

**કીકુ૦** આજે વાતચાત ચોક્કસ થશે. તે લોકો છોકરી જોવા આવશે–આવનાર છે.

**વસન૦** છોકરી જોવાની કેવી ? અરે ભાઈ. એ વાત કેવી ?—કંઇ વાત નહિ, વાતનો પાયો નહિ, એકદમ છોકરીને જોવાની, પસંદ કરવાની, અને ચોક્કસ વાત–સર્વ થઇ જશે ! મને ખબર પણ ન પડી ! વાતચીત ચોક્કસ થશે–ક્યારે ?

**કીકુ૦** આજ.

**વસન૦** [કંઇ વિચારી] સારૂ ત્યારે ! ત્યારે તો વિવાહ થઈ ચૂક્યો. હું

આજે અહીં જ જમીશ! જઈને ખબર આપ. જે હશે તે જમી લઈશ. ખટપટ ના કરે—સુશીલા ક્યાં?

કીકુ૦ દીઠી નથી.

વસન૦ આ વિવાહમાં રાજી તો નથી ને?

કીકુ૦ તે હું શું જાણું?

વસન૦ તે રાજી હશે તો પણ શું થયું—એ લગ્ન નહિ થઈ શકે. લે આ સુશીલા પણ આવી.

[ સુશીલાનું પુનઃ આવવું ]

વસન૦ એ લગ્ન નહિ થાય. હું કોઈપણ રીતે નહિ થવા દઉં—બેટા, તું આથી રાજી તો નથી ને?

( સુશીલા ચુપકી પકડે છે )

વસન૦ સમજી ગયો. આ લગ્ન નહિ થાય. સુશીલા—બેટા! તું તારા પિતાને કહે કે તેઓ તને ખોરાકી-કપડાં ન આપી શકે તો હું આપીશ. મને પુત્રી નથી. ચાલ બેટા, મારે ઘેર ચાલ.

[ સુશીલા રડે છે ]

વસન૦ બેટા રડ નહિ. આ લગ્ન નહિ થાય. કીકુ કાગળ-ખડીઓ લઈ આવ-જા.　　　　[ કીકાભાઈનું જવું. ]

[ વસનજી હસે છે, પછી માથું ધુણાવે છે ]

વસન૦ સમજી ગયો. દયાળજી! બધું સમજ્યો. મારી સ્થિતિ તમે લઇ લ્યો, અને તમારી મને આપી દો. પછી શું કરવું,

તેનો જરા સપાટો આ સમાજને બતાવું, સમાજ કસાઇ છે–સેતાન છે–માફ કરજે. બેટા તારી રૂબરૂ આ ગાળો બોલી રહ્યો છું–ના, દીકરી રૂબરૂ ગાળો દીધી તે ઠીક નથી કર્યું–ના, સમાજ તો ઘણી સારી અને પવિત્ર છે. તે પુરાતન આર્ય ઋષિઓની પેદા કરેલી સમાજ–તે કંઇ ખગાબ થતી હશે ?

[ કાગળ, ખડીઓ, કલમ લઇને કીકુનું ફરી આવવુ. ]

**વસન૦** લાવ્યો ? લાવ —ના તું લખ.

**કીકુ૦** શું લખું ?

**વસન૦** લખ. કે " આ લગ્ન નહિ થઇ શકે." લખીરાખ. પછી દરેકને બતાવજે. મારા મોં સામું શું જોઇ રહ્યો છે ? લખ.

[ લખે છે. ]

**વસન૦** શું લખ્યુ, જોઉ [ કાગળ લઇને ] " આ લગ્ન નહિ થઈ શકે." જોઉં, કલમ લાવ [ કલમ લેઇ, ] આ મારી સહી છે–' વસનજી દેસાઇ " ( સહી કરે છે ) બસ, આ કાગળ રાખી મૂક. પછી દરેકને બતાવજે. સહી કરી દીધી છે. હવે કંઇ વાંધો નથી. પુત્રી !–સહી કરી છે. તું નિશ્ચિત રહેજે.

**કીકુ૦** કેવા ભલા માણસ !

( સર્વનું જવું )

---

## પ્રવેશ ૫.

### સ્થાન—દયાળજીના ઘરની આગલી બેઠક.

### સમય-ત્રીજો પ્રહર.

[વલ્લભજી, દયાળજી, નારણજી, કલ્યાણજી અને વલ્લભજીના ખુશામતીયા]

**વલ્લભ૦** હવે શી વાર છે? ગોળ આપો! શાસ્ત્રમાં લખ્યુ છે **शुभस्य शीघ्रम.**

**હીરૂ૦** હાં, **शीघ्रम** કેમ નાનુ?

**નાનુ૦** ખુદ મોટા કહે છે પછી શું.

**શંકર૦** શું વિચાર કરો છો દયાળજી?

**દયા૦** ના, વિચાર કરતો નથી. ઘરના અંદરના ભાગમાંથી કોઇના રડવાનો અવાજ નથી સંભળાતો?

**વલ્લભ૦** ક્યાં? ના રે ના.

**હીરૂ૦** દયાળ! આપની પુત્રીએ ઘણાં પુણ્યદાન અને શિવ પૂજા કરી છે કે જેથી આવા વર મળી ગયા છે.

શંકર૦ કુબેર જેવી તો સંપત્તિ છે.

નાનુ૦ સંપત્તિ—અહો, તેનો તો પાર નથી.

મનુ૦ અવસ્થા માટે આપ જરા વિચાર ના કરશો.

હીરૂ૦ જરા વાળમાં કલફ લગાવી દે, તો પછી કોણ કહેશે કે તેમની ઉમ્મર પચીસથી વધુ છે ?

કલ્યા૦ પરંતુ દાંત તો બંધાવ્યા હશે !

શંકર૦ શું વિચારો છો ? હવે વાર શી ?

દયા૦ ના, એ—તો ગોળ ખાઇશું કલ્યાણજી ?

કલ્યા૦ તમારી મરજી.

દયા૦ કલ્યાણજી, તમારા જેવા આ કામ કરવામાં જ્યાં સુધી અભિપ્રાય નહિ આપે ત્યાં સુધી હું કંઇ કરી શકવાનો નથી. ભાઇ તમે કહો તો રાજીખુશીથી આપણે ગોળ ખાઇએ.

વલ્લભ૦ હું કહું છું.

નાનુ૦ મોટા કહે છે.

દયા૦ ( કલ્યાણજીને ! ) ના, તમે કહો.

કલ્યા૦ હું શું કહું ? તમારી પુત્રી છે ને તમારો જમાઇ છે.

દયા૦ હું એક શુભ કામ કરી રહ્યો છું, તેમાં જ્યાં સુધી તમે હૃદય અને મોંઢું પ્રસન્ન રાખી સંમતિ નહિ આપો ત્યાં સુધી મને ખટકો રહેશે. તમો હૃદય ખોલી કહો. કલ્યાણ, તમે મારા બાળવયના સહાધ્યાયી ને મિત્ર છો. આ વખતે તમે

મૃગા છો. તમારા મુખપર હાસ્ય જણાયા સિવાય હું આ શુભ*કાર્યમાં હાથ નહિ ઘાલું. બોલો ભાઇ!

કલ્યા૦ ભાઇ જ્યારે કહેવાનું જણાવો છો, ત્યારે કહું છું. તમે પોતાની પુત્રીને આ લગ્ન કરવાને બદલે જો તેના હાથ-પગ બાંધીને તાપીમાં નાખી દો-તો ઘણું સારૂં કહેવાશે.*

હીરૂ૦ કેમ કલ્યાણજીભાઇ!

શંકર૦ આ આપ શું કહો છો!

વલ્લ૦ હું કહું છું દયાળજી! શુ આમનું કહેવું મારા કરતાં વધી ગયું? હું તમારો સગો અને મોટો ભાઈ છું—હું કહું છું.

નાનુ૦ મોટા કહે છે.

કલ્યા૦ વલ્લભજી! નથી સમજાતું, કે આપ શા માટે હા કહો છો. પરંતુ આપના સ્નેહ પડદાની પાછળ જણાય છે, કે એક કુટિલ કટાક્ષ સમાયલું છે. આપના સ્વરથી સમજાય છે, કે આપ એક છરીની તીક્ષ્ણ ધારનો ઉપયોગ કરી રહ્યા છો-આ બધું તો સમજાય છે, પણ એ નથી સમજાતું કે એ ધારવાળી છરીથી આપ કોનું ગળુ કાપવા ઇચ્છો છો? શું આપ આપની ભત્રીજીનો ભોગ આપશો? તે મારી સમજમાં નથી આવતું.

હીરૂ૦ આપ શું બોલો છો? આપ મહર્ષિને આવી આવી વાતો કહો છો?

કલ્યા૦ તમો લોકોને આ પ્રશ્નનો ઉત્તર આપવાની જરૂર નથી. ક્ષુદ્ર છો. પરંતુ આપ—વલ્લભજી? આપ આવા હલકા

હૃદયના માણસ છો? ઘણા શોકની વાત છે, કે આથી સારો શબ્દ આપને માટે મને ન જડયો.

**નાનુ૦** મોટાને—

**વલ્લભ૦** ચૂપ નાનુ—કલ્યાણજી! દસ માણસ મારાપર ભક્તિ-શ્રદ્ધા રાખે તો એમાં મારો શું દોષ? વૃક્ષની ઉત્પત્તિ ફળમાં છે. ત્યારે જો દસ માણસ તે ફળને ખાઈ વૃક્ષના ગુણગાન કરે, તો તે દોષ શુ વૃક્ષનો છે?

**કલ્યા૦** માફ કરજો મોટા ભાઇ! મેં આપને ગાળ આપી છે તે માટે કારણ આપ ગમે તેવા પણ દયાળજીના મોટાભાઇ છો. પહેલાં કોઇપણ વખત આપને કડવો શબ્દ નથી કહ્યો, પણ હવે તે વાતને પડતી મૂકો—દયાળજી! આ લગ્ન માટે તમારી પુત્રી ખૂશી છે?

**દયા૦** મને ખબર નથી.

**વલ્લભ૦** લગ્નની બાબતમાં પુત્રીની ખુશી કેવી?

**હીરુ૦** હાં, આતો એક નવી વાત સાંભળી.

**નાનુ૦** અરે ભાઇ, જ્યારે મોટા કહી રહ્યા છે.—[ કલ્યાણજી એક વખત વલ્લભજી તરફ તિરસ્કારની નજરે જૂએ છે. ]

**કલ્યા૦** દયાળજી! જો તમે તેનાં લગ્ન બાળપણમાં કરી દીધાં હોત, તો તેની સલાહની જરૂર ન હતી. પણ જ્યારે ૧૫-૧૬ વર્ષની ઉમ્મર સુધી તેનાં લગ્ન ન કર્યાં; તેને ઉચ્ચ શિક્ષણ આપ્યું, તો પછી ઓછામાં ઓછું તેના ભવિષ્ય સંબંધી તેની સલાહની અવગણના તમે નથી કરી શકતા.

**નારણ૦** જુઓ દયાળજી ! આપ આવા શુભકાર્યમાં કેમ વિઘ્ન નાખો છો ? દયાળજી ! હું વ્યાજ તથા મુદ્દલ છોડી દઉં છું.

**કલ્યા૦** દયાળજી ! પહેલાં કન્યાનો મત લો.

**વલ્લભ૦** કન્યા આ બાબતમાં કોઇપણ રીતે 'ના' નહિ કહે. અમારી મરજી તે એની મરજી.

[ કેટલાક માણસો સાથે વસનજીનું આવવું, દરેકના હાથમાં લાકડી છે. ]

**વસન૦** ચાલો, હું આવી પહોંચ્યો છું. બરાબર અવસરે આવ્યો છું.

**કલ્યા૦** અરે, આતો વસન !—ભાઈ આ શું છે ?

**વસન૦** એ પછી બતાવીશ. પહેલાં આ પાજી કુતરાને (નારણજીને) ઉઠો ભાઇ સાહેબ, અહીથી નીકળો.

**નારણ૦** આ શું !—દયાળજી—

**કલ્યા૦** કહું છુ, કે ઉઠ કમબખત. કવખતના કોળા, ઉઠ નીકળ. અહીથી.

**દયા૦** આ શુ કરો છો વસનજી !

**વસન૦** બસ કરો. નહિ તો લડાઇ થશે. ( નારણને ) ઊઠ ભાર ઉપાડનાર ખચ્ચર, પાગલ કુતરા, ઉઠ નહિ તો માથામાં લઠ ફટકારૂં છું. ડોકરાનો એક પગ ગંગાજળમાં અને બીજો યમરાજાના મૂખમાં છે—એ ઉમ્મરે લગ્ન કરવા આવ્યો છે. ઉઠ, લુચ્ચા, લફંગા, ટરચા, કમજાત, પાજી.

**નારણ૦** તમે મને ગાળો શા માટે દીધા કરો છો ?

**વલ્લભ૦** વસન, તમે તો એક ગાંડા માફક વર્તન કરી રહ્યા છો !

**વસન૦** મહર્ષિ પણ હાજર છે ! હમણાં તો વિચાર કરતો હતો કે, દેવર્ષિ છે, પણ મહર્ષિ ક્યાં છે ? ( નારણને ) ઊઠ મૂરખા, નહિ તો હમણાં ખૂટ લગાવવા માંડીશ.

**કલ્યા૦** અરે એ વસન !

**વસન૦** કલ્યાણજી ! કહું છું કે આપ એક શબ્દ પણ ન બોલો. મને ગાડી પર જવાને વખત થાય છે. પરંતુ આ સઘળા સુવરના બચ્ચાને કાઢયા વિના જવાનો નથી. સીધી વાત છે. આ ગદ્ધાઓ સીધી રીતે કહેવાથી જતા રહેશે તો ઠીક, નહિ તો પછી મારથી કામ લેવું પડશે. ચોકખે ચોકખી વાત છે. ઉઠો છો લુચ્ચા કાળા બિલાડાઓ, કે બે ચાર લાતો ખાઇને જવા ઇચ્છો છો ?

**હીરૂ૦** આતો મહા અન્યાય છે ! સારા માણસનું આવું અપમાન !

**વસન૦** ચૂપ રહો. તમે સર્વ ખુશામતીઆ ટટ્ટ, ચાટી ખાનારા, ચંડાલ, ચમાર છો.

**શંકર૦** કેમ વસનજી ! અમો બધાને ગાળો દીધા કરો છો ?

**વસન૦** ચૂપ રહે ઉલ્લુ !

**શંકર૦** શું તમે મને ઉલ્લુ બનાવો છો ?

**વસન૦** બનાવી ક્યાં રહ્યો છું, તમે તો વગર બનાવે ઉલ્લુ છો !

**નારણ૦** જુઓ તમે સારા માણસની પેઠે રહો—મારફાડ ન કરો.

**શંકર૦** પછી પાછા ઉલ્લુ કહેશો તો—

( સર્વ શાન્ત રહે છે )

**વસન૦** હા, હા, ફરી કહું છું–ઉલ્લુ !

**શંકર૦** ફરી કહો છો ?

**વસંન૦** હા, કહું છું તો ખરો !

**શંકર૦** ઠીક, કહો, જોઇ લઇશ.

**વસન૦** મને મોડું થઇ જાય છે. કલ્યાણજી ! હવે મારો દોષ નથી. (નારણજીને) નીકળ સડેલી કેરીના ફોતરા, ઊઠ. ( ઘુંટણ મારે છે. )

**નારણ૦** ઘુંટણ મારો છો ?

**વસન૦** હા મારૂં છુ. શુ નથી જાણતા ? લો ફરી બતાવ્યો. [ઘુંટણ મારે છે] માલુમ પડ્યો ને ? [સાથીઓને] ભાઇઓ, લાકડીનો માર ચલાવો.

**નારણ૦** ઠીક જાઉં છું; પરંતુ યાદ રાખજો, ફજેત કરીશ. છોડીશ નહિ, જોઇ લઇશ. [ નારણજી, હીરૂ અને શંકર " જોઇ લઇશું " કહેતા જાય છે. ]

**વસન૦** વારૂ જોઇ લેજો ગદ્ધાઓ. તમે બધા મૂર્ખ કુતરા છો. અને આ નારણીઓ બે દિવસમાં તો મરવાનો છે, ને પરણવા આવ્યો હતો. મહર્ષિ ! અને આપ તો ટોળીથી છૂટા પડી, મેલા કપડાના ફાટેલા ચિથરા માફક પડી રહ્યા છો ! ઘેર જાઓ. જઇને ગીતા વાંચો.

**વલ્લ૦** આ કાર્યને માટે તમારે જેલ જવુ પડશે. [જવું.]

**વસન૦** એક નહિ પણ સો વખત જવા તૈયાર છું. પોતાના કર્તવ્યનું પાલન કર્યું. ફળ પ્રભુના હાથમાં.

**કલ્યા૦** વસન, લોકો ગીતાનો પાઠ કરે છે, પણ ભાઈ તમે તો ગીતાનું અનુષ્ઠાન કરો છો.

( વસન ને કલ્યાણ મળે છે )

**વસન૦** હવે બરાબર ત્રણ મિનિટ બાકી છે.

**દયા૦** આ તમે શું કર્યુ વસન ?

**વસન૦** કંઇ કહેવું નહિ—તકરાર થશે. ૧૨ અને ૫=૧૭. હવે ટ્રેન મળી જશે.—દયાળજી ! જો ફરી પણ તમે એ લુચ્ચા સાથે લગ્ન કરવાનું નક્કી કર્યુ તો પરીણામ સારૂં નહિ આવે. બસ. બસ એજ કહી દીધુ, અને તે છતાં પણ લગ્ન કરશો તો યાદ રાખશો, કે મારા એકજ ગોદાથી તમારી પુત્રી વિધવા બની જશે. કહી મૂકું છું. ( જવું )

( દયાળજી એકલો શોકમાં બેસે છે. )



# અંક બીજો.

## પ્રવેશ ૧.

સ્થાન—દયાળજીનું ઘર.

સમય—સંધ્યાકાલ.

[ દયાળજી અને કલ્યાણજી ]

દયા૦ એક મહીનાની કેદ પડી? શું કહેવું!

કલ્યા૦ જેલ ન જવું પડત; દસ પંદર રૂપીઆ દંડ થાત. પણ વસન તો એક અજબ માણસ છે. હાથે કરીને જેલ માગી લીધી.

દયા૦ કેવી રીતે?

કલ્યા૦ મેજીસ્ટ્રેટે પૂછયું—'તમે માર્યું છે?' વસને કહ્યું—"હા, ખૂબ માર્યો છે." મેજીસ્ટ્રેટે કહ્યું—'એટલા માટે તમે ઘણા દુઃખી થશો." વસને કહ્યું—"નાજી, જરાય નહિ; જરૂર પડે ફરી પણ મારીશ."

દયા૦ બિચારો માગ માટે જેલમાં ગયો. બાપે પુત્રી હત્યા કરવા માટે ખડગ ઉપાડયુ; તે વસને આવીને પોતાની છાતીમાં ઝીલી લીધું. પિતાના હાથથી પુત્રીને બચાવવા માટે અરેરે !—

કલ્યા૦ તમે આજે નોકરી પર નથી જવાના ?

દયા૦ જેલ ગયો !—મારા માટે !

કલ્યા૦ તમારી નાની દીકરીને તાવ કેવો છે !

દયા૦ મારા માટે—મારી પુત્રીને માટે—જેલ !–અને તે છોકરીનો હું બાપ—અરેરે !

કલ્યા૦ ડાક્ટર આવ્યા હતા ?

દયા૦ સમાજ !— [ જોઇ રહે છે. ]

કલ્યા૦ આ શું ! એકી ટસે શું જોઇ રહ્યા છો ?

દયા૦ સમાજ ખરો કે ?—કલ્યાણજી ! હિંદુ સંસારમાં ગરીબના ઘરોમા પુત્રીઓ કેમ જન્મ લે છે—જાણો છો ? બતાવી શકો છો ? આવી અધમ જાતિમાં સ્વર્ગની દેવીઓ શા માટે ઉતરી આવે છે ?–તમેના શો ગુન્હો છે ?

કલ્યા૦ સમાજને કેમ દોષ આપો છો દયાળજી ! દોષ સમાજનો નથી—દોષ તમારો છે. અભ્યાસ કરવાની વયે શા માટે લગ્નો કરો છો ?

દયા૦ મારાં લગ્ન તો પિતાએ કર્યા હતાં.

કલ્યા૦ બાપની ભૂલથી બાળક દુ:ખી થાય છે—એ કંઇ નવાઇની વાત છે.

દયા૦ ના, તેમનો કંઇ દોષ નથી. તેમણે મારી માર્ફત મારી સલાહ લીધી હતી. મને સારી રીતે યાદ છે, કે મેં સ્વીકાર-

યુક્ત માથું ધુણાવ્યું હતું ! ત્યારે વિચાર્યું હતું કે લગ્નરૂપી નન્દન વનમાં પારિજાતકનાં જ પુષ્પ પેદા થતાં હશે, કોયલ મધુર ગીતો ગાતી હશે, અને માત્ર સુગન્ધી, ઠંડા મલયાચળના પવનો મનને આનંદ આપતા હશે ! ત્યારે શું આ બધું હું જાણતો હતો–અરેરે !–હવે આ ફાંસામાંથી છૂટવાનો ઉપાય નથી ! –– ઉપાય જ નથી ! –– કોઇપણ ઉપાય નથી કલ્યાણજી ?

કલ્યા૦ ઉપાય તમને એક દિવસ બતાવી ચૂકયો છું.

દયા૦ ના, તે માટે હિંમત થતી નથી.—પણ કેમ ? હિંમત કેમ થતી નથી ?—હું પણ મનુષ્ય છું ! ના—છોડી દઇશ. ઠીક કર્યું, છોડી દઇશ.

કલ્યા૦ શું ?

દયા૦ પણ તેના કાબુમાં છું–તેણે પકડી રાખ્યો છે. ના–મારાથી નહિ બને. કેમ નહિ બની શકે ?—કલ્યાણજી !

કલ્યા૦ કેમ દયાળજી ! તમે આ કેવા વાતો કરો છો ?

દયા૦ કલ્યાણજી !–હું ભીખ માગું છું. આપશો ને ?

કલ્યા૦ શું ઇચ્છો છો ?—બોલો, બોલો—સંકોચાઓ છો કેમ ? તમે હજી સુધી મને ઓળખ્યો નથી ? જો મારી અર્ધી સંપત્તિ તમે માગો, તો હસતાં હસતાં તમને આપી શકું છું. હજી સુધી આપી નથી, એનું કારણ એ કે તમને કહેવાનું સાહસ નથી કર્યું; અને તમે માગી પણ નથી. પરંતુ એક વખત માગી તો જુઓ ભલા !

દયા૦ ના, હું તમારૂં ધન નથી ઇચ્છતો. પરંતુ તેનાથી અધિક

વસ્તુ માગું છું. મને જોઇએ છીએ તમારો પુત્ર, અને તમે લઈ લો મારી પુત્રી.

કલ્યા૦ સમજી ગયો, પણ તમે એવી વસ્તુની માગણી કરી છે, કે જે હું આપી શકતો નથી. પુત્રનાં લગ્ન તેની ઇચ્છા-અનિચ્છા પર રહેલાં છે; મારા હાથમાં નથી.

દયા૦ મારી જાણમાં છે, તમારો પુત્ર ખુશી છે.

સદા૦ રાજી છે ? તો પછી દયાળજી ! તમારી પુત્રી આજથી મારી પુત્રી અથવા પુત્રવધૂ છે.

દયા૦ કલ્યાણજી ! તો હવે જાઓ. બસ, જાઓ-ત્યાં સુધી હું મારા મનને દઢ કરૂં. ( દયાળજી નિરાશ બની બેસે છે )

[ વલ્લભજીનું આવવું. ]

વલ્લભ૦ દયાળજી ! ભાઇ, હું આવ્યો છું—પેલી બાબતમા—

દયા૦ મોટા ભાઇ ! મે બરાબર કર્યુ છે. હું સુશીલાનાં લગ્ન કલ્યાણજીના પુત્ર સાથે કરવાનો છું. હવે બીજી વાતની જરૂર નથી.

વલ્લભ૦ એ શું ! તમે ગાંડા બની ગયા છો ?

દયા૦ જરૂર—

વલ્લભ૦ સમાજને—

દયા૦ છોડી દઇશ.

વલ્લભ૦ ભલે તમારી પુત્રી પર તમારો પુરો હક્ક છે. છતાં પણ તમે સનાતન ધર્મની રક્ષા કરી કામ કરત, તો ઘણું સારૂં થાત. આ પુરાણા—

દયા૦ ભલે પુરાણો રહે. ભાઇ ! તમે જ બતાવો, આ સમાજ મારૂં શું હિત કરી રહ્યો છે, કે તેને માટે મનુષ્ય ધર્મ તજી, તેની ગુલામી કરૂં ? મે તો કોઇ દહાડો ન જોયું કે સમાજે મારા માટે લેશ પણ સરળતા કરી આપી હોય. હું તો જોઉં છું, કે હંમેશાં સમાજ મારા ઉપર હલ્લો કરી મને પીડે છે. પ્રાચીન સમયમાં મહોલ્લાના એકની આપત્તિ દશ જણ વહેંચી લેતા; પરંતુ આજકાલ તો—પોતાના ઘરની પાસે જ પડોશી મરવા પડયો હોય પણ કોઇ ઝાંખીય કરતું નથી. એવો દુન્યવી વ્યવહાર હોય તોય શું ને ન હોય તોય શું ?

વલ્લભ૦ સ્વાર્થ ત્યાગ કરો, દયાળજી ! કેવળ સ્વાર્થ ત્યાગ કરો. અહો એ સ્વાર્થ ત્યાગ કેવો મધુર છે ! હું સ્વાર્થ ત્યાગ ધર્મને સંપૂર્ણ અમલમાં મૂકવાનો દાવો નથી કરતો— પરંતુ તે બને તેટલો સમજવા પ્રયત્ન કરૂં છું. નારાયણ ! શ્રીહરિ ! ! ગોવિન્દ !!!

દયા૦ સ્વાર્થત્યાગ કરૂં ! કોને માટે ભાઈ ? આ સમાજને માટે ? હું મારૂં અને પુત્રીનું સુખ ખરે સમાજને ભોગમાં ધરાવી શકતો—ને એ ભોગરૂપી માંસથી સમાજનું ઉદર ભરાત. તેવા ભોગોથી સમાજનું પેટ બહુ મોટું થઇ ગયું છે. સમાજનો ઉચ્છૃંખલ અત્યાચાર અધિકતર વધી પડયો છે. હું તેની દરકાર કરવાનો નથી.

વલ્લભ૦ જરા તો વિચારો દયાળજી ! તમારા પોતા પ્રત્યે પણ તમારૂં કર્તવ્ય શું છે. વિલાયત જઇ આવેલા પિતાના પુત્રની સાથે વિવાહ કરવાથી સમાજ તમને 'દૂર' કરી દેશે.

દયા૦ નહિ બને. સમાજથી દૂર રહીશ. એમાં કંઇ અપમાન નથી— પણ ગૌરવ છે. જ્યાં વિદ્યાસાગર, રામમોહન-

રાય, કે નર્મદાશંકર જેવા મહાપુરુષો સમાજથી બહિષ્કૃત થાય છે, ત્યાં સમાજથી દૂર થવામાં શરમ નથી. સમાજ દૂર કેવાને કરે છે? જે અન્ત્યજોને ગળે લગાવે છે; જેનું હૃદય બાલ વિધવાનાં દુઃખોથી દ્રવે છે; જે ધનના અભાવે કન્યાનાં લગ્ન મોટી ઉમ્મર સુધી નથી કરી શકતા; જેની સ્ત્રી ખાવાનું પૂરતું ન મળવાને કારણે, મહેનત મજુરી કરવા ઘર બહાર નીકળે છે; જે વિદ્યાવૃદ્ધિ કારણે પરદેશ ગમન કરે છે; તેને સમાજ દૂર કરે છે. પરતુ જે લુચ્ચો, વ્યભિચારી, જુગારી, ચોર, સ્ત્રી–હત્યા કરનારો, ત્રણ ત્રણ વખત દુષ્કર્મ વડે જેલ ભોગવી આવેલો, તથા સેંકડો ગરીબ લોકોનાં ઘર બાળી, દેવાદારનાં ઘર બથાવી–બે ચાર ખૂન કરાવી તે લોહીથી ખરડાયલા હાથે રૂપિયા વેડફી શકે છે; તેના માથા પર આ સનાતન સમાજ આદરપૂર્વક સ્નેહમય હાથ ફેરવે છે–તેને માન આપે છે. વિદ્વાન્ સમાજથી દૂર થાય છે, અને વ્યભિચારી, ઢોંગીઓને પરમ ધાર્મિક પુરુષ તરીકે ઓળખાવે છે. ના, ના. ભાઇ! હું એવા દુષ્ટ સમાજથી અલગ જ રહીશ.

**વલ્લભ૦** સમજ્યો ભાઇ. તમે શાસ્ત્ર શીખ્યાં–વાંચ્યાં હોત તો ઠીક. દયાળ! હું એવી બડાઇ નથી કરતો. કે મેં સર્વ સંસ્કૃત શાસ્ત્રનું અધ્યયન કર્યું છે; પરંતુ હા એટલું તો ખરૂં કે હિન્દુઓનાં મુખ્ય મુખ્ય શાસ્ત્રો વાંચ્યાં છે.

**દયા૦** તે બધાનું ફળ આંખો આગળ ખડું છે. આ બેમાંથી સારાસારની પરીક્ષા કરવી અઘરી નથી. મેં પરીક્ષા કરી લીધી.

**વલ્લભ૦** દયાળજી.

**દયા૦** ના ભાઇ! તમારો કોઇપણ ઉપદેશ મારે નથી સાંભળવો.

જાઓ. આપનો ઉપદેશ વૈષ્ણવ સંપ્રદાયીઓને વહેંચી આપો. મને નહિ જોઇએ.

વલ્લભ૦ ત્યારે તો તમારી ઇચ્છા હોય તેમ કરો. હરે કૃષ્ણ! નારાયણ! શ્રીહરિ! ગોવિન્દ!! (જવું)

દયા૦ આ બાબતમાં જે જરા પણ શંકા હતી, તે ભાઇસાહેબ, તમારા વર્તનથી જતી રહી. હવે મને લેશ ચિંતા ન રહી.

દયા૦ દેવી! [ ભગવતીનું આવવું ] ખૂશ થા. આનંદ કર.

ભગ૦ કેમ?

દયા૦ હું બંધનથી મુક્ત થવા જાઉં છું. સમાજનાં બંધન તોડી, પિંજરૂં તોડી, બહાર નીકળવા જાઉ છું. મારી સાથે તું પણ આવશે?

ભગ૦ કયાં?

દયા૦ એ જગ્યાએ. પેલા ભુરા આકાશની નીચે-સૂર્યના પ્રકાશમાં ખુલ્લી પવિત્ર હવામાં. જો, હું કલ્યાણજીના પુત્રની સાથે સુશીલાનો વિવાહ કરૂં છું.

ભગ૦ કોની સાથે?

દયા૦ કલ્યાણજીના પુત્ર મોરારની સાથે.

ભગ૦ નિશ્ચય કરી નાખ્યો?

દયા૦ હા, નિશ્ચય કરી નાખ્યો. જે થોડો ઘણો સન્દેહ હતો, તે મોટાભાઇ સાથેની વાતચીતમાં નીકળી ગયો. લગ્નની તૈયારી કર.

ભગ૦ એથી અધિક સુખની વાત બીજી શી હોય? પુત્રીની ઇચ્છા પણ તે જ જણાય છે.

દયા૦ તું રાજી છે ને?

ભગ૦ તમારી ઇચ્છા તેજ મારી ઇચ્છા—જાઉં ને સુશીલાને ખબર કરૂં. ( જવું )

દયા૦ ગૃહિણી! મનનો આનંદ તું શું દાબી શકે છે? મોઢે તો ખૂબ પતિભક્તિ બતાવી ને કહી ગઈ, કે તમારી ઇચ્છા તે મારી ઇચ્છા! ત્યારે, જ્યારે નારણજીની સાથે વિવાહ કરવાનું નક્કી થતું હતું, ત્યારે આંખોમાં અશ્રુ કેમ ભરાઇ આવ્યાં હતાં? અને મોરાર સાથે વિવાહની વાત સાંભળી હૃદયમાં આનંદ પણ સમાતો નથી. આટલું મોટું શરીર ન હોત તો ખરે, તું તો કૂદવા મંડત. ( જવુ.)

[ ભગવતી અને વિનોદિનું આવવું. ]

ભગ૦ બેટા સુશીલા ક્યાં છે?

વિનો૦ કામથી પરવારી આવતી હશે.

ભગ૦ એક ખૂશખબર સાંભળશે દીકરી?

વિનો૦ શી?

ભગ૦ તારા પિતા, મોરાર સાથે સુશીલાનો વિવાહ કરવાને રાજી છે!

વિનો૦ ( ઉત્સાહથી ) રાજી છે?

ભગ૦ હું સુશીલાને કહેવા જાઉંછું. ( જવુ. )

વિનો૦ ( સ્વગત ) સુશીલાને કેવો આનંદ થશે!—અને હું?—ના—તેનું સુખ તે મારૂંજ છે. વિધવાને માટે દુનિયામાં કંઈ કામનું નથી. ભગવન્! મેં જે આ કઠિન વૈધવ્યવ્રત લીધુ છે—મળ્યું છે! તેને પૂર્ણ કરવામાં તારોજ હાથ છે.

[ સુશીલાનું આવવું ]

વિનો૦ સુશીલા! એક ખૂશખબર સાંભળીશ?

સુશી૦ સાંભળી છે બ્હેન! પરંતુ હવે તે નહિ બને—

વિનો૦ શું નહિ બને?

સુશી૦ હું તેની સાથે લગ્ન નહિ કરૂં.

વિનો૦ આ શું બ્હેન! તો પછી કોને પરણશે?

સુશી૦ હું લગ્ન જ નહિ કરૂં.

વિનો૦ એ શું સુશીલા! સ્ત્રી જાતિને તે વળી લગ્ન કર્યા વિના ચાલે ખરૂં કે?

સુશી૦ કેમ ન ચાલે ડાહ્યાં બ્હેન!

વિનો૦ વાહ! કહે છે, કે કેમ નહિ ચાલે. આ દેશમાં રામચન્દ્રજીના વખતથી સ્ત્રીઓ પરણતી આવી છે.

સુશી૦ હું માનું છું કે તે પહેલાંથી પણ સ્ત્રીઓ પરણતી આવી છે. પણ આ દેશમાં આ બિચારી સ્ત્રીઓ ઉપર કેવો અત્યાચાર થઈ રહ્યો છે, બ્હેન! એ તો વિચારો. રામચન્દ્રજીએ વિણ અપરાધે, પ્રજાને ખૂશ કરવા માટે, સીતાજીને ઘર બહાર કાઢી મૂકયાં; અને કહ્યું કે બહુ ભારે સ્વાર્થત્યાગ કર્યો. ધર્મરાય યુધિષ્ઠિરે દ્રૌપદીને પોતાના દાવમાં ગુમાવી. ધર્મરાજા ખરાને! આ જાતિનું સત્યાનાશ નહિ થાય તો પછી કોનુ થશે? વંશપરંપરાથી કરોડો નારીઓના સૂક્ષ્મ દેહ અશ્રુ જળનાં વાદળ બની આકાશમાં છવાઈ રહ્યાં છે. અને તે આજ શ્રાપ રૂપે ઉતરી આ જાતિ પર વિષનો વરસાદ વરસાવે છે. એમ કેમ ન બને? એટલી બધી સ્વાર્થી જાત છે કે જેને અબળા કહી પોકારે છે, તેના પર વંશ પરંપરાથી અત્યાચાર ગુજારે છે. એ જાતની ખાના-ખરાબી ન થાય તો પછી કોની થવાની છે?

વિનો૦ સુશીલા ! તું એક વાતમાં ઘણી વાતો કહી ગઇ. પરંતુ બ્હેન તેં એકજ દૃષ્ટિ રાખી છે. જોકે પુરુષો સ્ત્રી જાતિ પર થતા અવિચારી અત્યાચારો માટે દોષિત છે, તો પણ વિચારીને તપાસ કર, કે આપણા દેશમાં સ્ત્રીઓને આવા ગુણોથી અલંકૃત કોણે કરી છે ? અનેક પ્રકારે દુઃખી થવા છતાં તથા ત્યાગ કરવા છતાં સીતા દેવીએ મરણ પ્રસંગે કહ્યું હતું, કે " જન્મો જન્મ મને રામચન્દ્ર જેવા પતિ મળજો." આ પ્રમાણે આ દેશ સિવાય, કોઈ બીજા દેશની-બીજી જાતિની કઇ સ્ત્રી કહી શકી છે ?

સુશી૦ અને કયા દેશનો પુત્ર પિતાની આજ્ઞા થતાં માતાનું શિર કાપી શકયો છે ? બ્હેન ! હવે વધારે કાંઇ ન કહો. ક્રોધથી મારૂં આખું શરીર પ્રજળી રહ્યું છે. આપણા દેશના પુરુષોએ સ્ત્રીનો પ્રેય, ધ્યેય ને શ્રેય એક પતિને જ કહ્યો છે. તેમણે સ્ત્રીઓ આગળ એકજ આદર્શ ખડો કર્યો છે. પોતાના સ્વાર્થ માટે સમાજે આ અભાગિની નારી જાત માટે સર્વ કઠોર નિયમો રચી રાખ્યા છે. પુરુષો વેશ્યા રાખે, એંસી વર્ષની ઉમ્મર થતાં સુધી પણ દસ વખત બાલિકાઓ સાથે લગ્ન કરે, સ્ત્રીઓને લાતો મારે, સમાજ બધું સહેશે. કેવળ નારી જાત માટે આ કડક નિયમ છે, કે તે પુરુષોની સુખની વસ્તુ બની રહે-તેણે જરા પણ ચૂંક ચા કરી કે માઠી દશા સમજવી.

વિનો૦ બ્હેન ! પુરુષ જાતિ જો ખરાબ હોય, તો શું આપણે આપણો આદર્શ છોડી દેવો ? પુરુષ જાતિ જો સ્વાર્થાંધ હોય તો આપણે તેમને મોટા મનના બનાવો. તેઓ આપણા શત્રુ તો નથી ને કે જેથી આપણે તેમણે કરેલા અન્યાયનો બદલો લેવા બેસીએ. બ્હેન ! નમ્રતા ધારણ કર,

સહનશીલતા રાખ. સહન કરવા માટે આ સ્ત્રી જન્મ છે. પારકાને માટે સ્વાર્પણ કરવાને માટે તો સ્ત્રી જન્મ છે. ઇશ્વરે પુરુષ અને સ્ત્રીને સમાન નથી બનાવ્યાં. મને વિશ્વાસ છે કે સારી દુનિયામાં પણ હજી હિન્દુઓ જે પોતાનું શિર ઉંચું રાખી ફરે છે, તે આપણા–નારી જાતિના–ઉચ્ચ ચરિત્ર અને ધર્મબળ વડે જ. બ્હેન! તે ચરિત્ર અને ધર્મબળ ગુમાવ નહિ.

સુશી૦ રહેવાદે, હવે વિશેષ કહેવાની જરૂર નથી. તારાથી બની શકતું હશે–મારાથી નહિ બને. તને વિશ્વાસ છે. મને નથી. બસ— (જવું.)

[ કીકાભાઇનું આવવું. ]

કીકુ૦ આ નોટોનું બંડલ છે, હવે મારો બરોબરી કોણ છે? હવે–હા હા, નથ્થુભાઈ જોઇ લઇશ—

વિનો૦ કીકુ?

કીકુ૦ (ચમકીને) કોણ? મ્હોટી બ્હેન! (નોટ છુપાવે છે)

વિનો૦ શું સંતાડી રહ્યો છું?

કીકુ૦ કંઇ નહિ–એ તો દસ્તાવેજ છે.

વિનો૦ શાનો દસ્તાવેજ?

કીકુ૦ એ–નહિ–એ તો દસ્તાવેજ છે.

વિનો૦ જુઠું કહે છે. (કીકુ ચમકે છે.)

વિનો૦ જોઉં, તારા હાથમાં શું છે? (આગળ વધે છે.)

કીકુ૦ નોટો છે.

વિનો૦ ક્યાંથી મળી ? સાચું બોલ.

કીકુ૦ દાવમાં જીત્યો છું.

વિનો૦ સર્વ જુઠું કહે છે. કીકુ! તારૂં ખરાબ થવા બેઠું છે. આ તું યોગ્ય કરી રહ્યો છે, ભાઈ! જરા તો વિચાર કર.પિતાની ગરીબી જો. ગરીબાઇમાં, સંકટમાં તેમને મદદ કર. આતો ઉલટું બાપની પાસે જે કંઇ છે, તે પણ ઉડાડી દેવાનો ધંધો હાથ કર્યો છે. જુગાર રમે છે. ખબર નથી પડતી કે તેને માટે રૂપિયા ક્યાંથી લાવે છે. જરૂર ચોરી કરતો હોઈશ.

કીકુ૦ ના મ્હોટી બ્હેન!

વિનો૦ ત્યારે લૂટી લાવે છે—મારા સામું શું જોઈ રહ્યો છે? —લૂટી લાવ્યો છે?

કીકુ૦ તમે કેવી રીતે જાણ્યું? હા, લુટી લાવ્યો છું, જુગાર રમવા માટે રૂપિયા જોઈતા હતા, એટલા માટે તેમ કર્યું છે. લો! આ રાખી મૂકો.

વિનો૦ હું એવા રૂપિયાને હાથ નહિ અડાડું. તું જા, અને જેના હોય તેના પાછા આપી આવ. તેની માફી માગી પાછો આવ. ત્યાર પછી અશ્રુ જલ વડે હાથ ધોઇ મારી પાસે આવ—નહિ તો આવતો નહિ. યાદ રાખજે, એમ નહિ કરે તો તને બા બોલાવશે પણ નહિ. (જવું.)

કીકુ૦ ના. તેમ કરીશ. પાછા આપીશ. માતાના મનને દુ:ખી નહિ કરૂં. (જવું.)

---

## પ્રવેશ ૨ જો

### સ્થળઃ જેલખાનું.

### સમય–બપોર.

[ વસનજી ]

વસન૦ (સ્વગત) આ એક રીતે નઠારૂં તો નથી. આમાં એક જાતની વિચિત્રતા છે. ઘંટી ફેરવુ છું અને તેમાંથી લોટ પડે છે. એવી રીતે જો માથું ફેરવત તો તેમાંથી બુદ્ધિ નીકળત. જેને માથું નથી–તેને માટે તે એકપ્રકારની વ્યથા છે. ગદ્ધાને પરણવા માટે મન કેવું આનંદિત હતું ! તેનું માથું ફોડયા પછી ઇંટનાં રોડાં ફોડાં શું હિસાબનાં ? પેલો કેદી આંખો મીંચી ઘંટી ફેરવી રહ્યો છે–જાણે કે સુખનો ઉપભોગ કરી રહ્યો છે–અરે વાહ ! ગાયન પણ ગાય છે ને !

[ આઘેથી એક કેદી હિંદી ગાયન ગાતો સંભળાય છે. ]

### ગીત.

ચલ ચલ મેરી ચક્કો પ્યારી !

ભારતકી તૂ રાજદુલારી, તૂ પ્રતિપાલન હારી,
ચરખાકી તૂ સગી બહિન હૈ, ચક્ર સુદર્શન ભારી.—ચલ૦

હર હર શબ્દ બુલાવે હરિ કો, આવૈ કૃષ્ણ મુરારી,
મોહન તન ધરી ભારત મૈયા, દેવે પાર ઉતારી.—ચલ૦

જુલ્મ, પાપકી સત્તા પીસોં, આટેકે મિષ્ટ સારી,
ભારત દુઃખ દારિદ્રકો પીસોં, હો જગ શાન્તિ ભારી.—ચલ૦

( એક કેદીનું આવવું. )

**વસન૦** તું કોણ છે ?

**કેદી૦** હું એક કેદી છું.

**વસન૦** દેખાવથી તમે કોઇ સારા માણસ લાગો છો. તમે શાથી કેદમાં પડયા ! જણાય છે કે તમે પણ મારી પેઠે કોઇ સારા કામથી કેદમાં આવ્યા હશો !

**કેદી૦** ના ભાઇ, હું અહીં ખરાબ કામ ન કરવાને સબબે આવ્યો છું !

**વસન૦** કેવા ?

**કેદી૦** સાંભળો ત્યારે. વલ્લભજી વકીલે કહ્યું કે તારે જુઠ્ઠા વિલમાં સાક્ષી કરવી પડશે. પણ હું સાચા વિલનો સાક્ષી હોવાથી, જુઠ્ઠા વિલમાં કેવી રીતે સાક્ષી આપી શકું ?

આથી ખીજાઇને વકીલે મારા પર એક જુઠું તહોમત મૂકયું—જેથી જેલમાં પડવું પડયું., તે વકીલ છે. સર્વ કંઇ કરી શકે છે. ઓ ! બહુ તરસ લાગી છે.

વસન૦ હેં. બીના તો જાણવા જેવી છે. ઠીક, સાચું ને જુઠું વિલ (વસીયતનામું) કેવી રીતે બનાવ્યું. ?

કેદી૦ વલ્લભજીના પિતા જે ખરૂં વિલ લખી ગયેલ તેમાં તેમની મિલ્કતના ત્રણભાગ નાના પુત્ર દયાળજીના નામ પર લખ્યા હતા, અને એક ભાગ મોટા પુત્ર વલ્લભજીના નામનો હતો. એ પણ લખ્યું હતું કે તેમની બે પુત્રીઓના ગુજરાનને માટે દરમહિને પ્રોમેસરી નોટોનું વ્યાજ મળશે. હું અને ત્રણ બીજા માણસો ગણપત, કેશવ અને હરજી તે વિલપત્રના સાક્ષી છીએ ત્યારબાદ વલ્લભજીએ એક જુઠું વિલપત્ર તૈયાર કરી—અરે ? હવે બોલાતું નથી. થોડું પાણી પીવાડો.

વસન૦ અહો ! સમજ્યો; હવે–હવે બહુ જાણવાનુ મળશે. બસ જેલ બહાર નીકળવાની જ વાર છે. હાં એ ત્રણ સાક્ષીઓનાં નામ શાં ? નારણ, હરજી અને બીજું ?

કેદી૦ નારણ નહિ, ગણપત, હરજી, કેશવ.

વસન૦ હાં હાં તે કેશવ કે ? તે ત્રણે માણસો કયાં છે ?

કેદી૦ ગણપત અને હરજી વલસાડ રહે છે. કેશવ હાલમાં અંકલેશ્વરમાં છે. મારા જેલમાં આવતા પહેલાં તે ત્યાં વકીલ હતા. થોડું પાણી આપો. ગળું સૂકાય છે. હવે બોલાતું નથી. પાણી આપો.

વસન૦ આવો, પાણી તો શું પણ મારી ધારણા પૂર્ણ થયે બીજેજ દિવસે મારે ઘેર તમારે દૂધ પીવાનો દાવો છે—હક છે. હવે મારા જેવો બીજો કોણ છે? ( નાચે છે )

કેદી૦ આ શું ? તમે ખરે પાગલ—ગાંડા છો ?

વસન૦ ( નાચતાં ) તા ધિન્ના તા ધિન્ના ધિક ધિક ધિન્ના—સાક્ષીનાં નામ ક્યાં કહ્યાં ! ગણપત, રવજી.

કેદી૦ રવજી નહિ હરજી.

વસન૦ હાં, હાં, હરજી બીજો કોણ ?

કેદી૦ કેશવ.

વસન૦ ઉભા રહો. યાદ કરી લઉં રવજી, હરજી. કેશવ.

કેદી૦ રવજી નહિ ગણપત;

વસન૦ હાં હાં ગણપત ગણપત કેશવ.

કેદી૦ બન્નેનાં નામ ગણપત નથી—એકનું નામ હરજી છે.

વસન૦ હાં હાં, હરજી હરજી.

કેદી૦ તમારાથી યાદ નહિ થાય.

વસન૦ કેમ !

કેદી૦ દશ વખત કહી ચુકયો કે ગણપત, હરજી, કેશવ.

વસન૦ બરાબર ગણપત હરજી કેશવ ગણપત હરજી કેશવ ગણપત હરજી અને એક બાકી કયું ?

કેદી૰ કેશવ, કેશવ.

વસન૰ હાં હાં; કેશવ, કેશવ.

કેદી૰ હાં.

વસન૰ પરંતુ આ બધાના પૂરાં નામ જોઇએ. ગણપત કોણ ?

કેદી૰ ગણપતરામ રિટાયર્ડ અવલકારકુન.

વસન૰ ગણપતરામ અવલકારકુનને.

કેદી૰ હરજીભાઇ રેતીના કંટ્રાકટર.

વસન૰ ફરી ?

કેદી૰ કેશવલાલ અંકલેશ્વરના વકીલ. જરા પાણી આપો. મારું કાળજું મુંઝાય છે.

વસન૰ હમણાંજ આપું છું. રવજી અવલકારકુન.

કેદી૰ રવજી કોણે કહ્યું !

વસન૰ ત્યારે !

કેદી૰ ગણપતરામ.

વસન૰ બરાબર; બરાબર. ગણપતરામ—ગણપતરામ.

કેદી૰ થોડું તો પાણી આપો ને.

વસન૰ ત્યાર પછી કેશવલાલ રેતીના કંટ્રાકટર કેમ ને !

કેદી૰ તદ્દન ખોટું. કેશવલાલ અંકલેશ્વરના વકીલ. થોડું પાણી આપો. હું તરસનો માર્યો મરી જાઉં છું.

**વસન૦** લ્યો હમણાં આપુ છું. કેશવલાલ અંકલેશ્વરના વકીલ. ગણપતરામ રિટાયર્ડ અવલકારકુન, આવો-તમે શું ખાશો ? માત્ર પાણીજ પીશો !કે દૂધ પીશો!-ના એ ચાજો તો અહીં મળી શકતી નથી, શું કરૂં !

**કેદી૦** મને તરતજ પાણી આપો. તો ઘણો ઉપકાર.

**વસન૦** સારૂં ચાલો ત્યારે. કેશવલાલ રિટાયર્ડ અવલકારકુન—

**કેદી૦** ફરી પાછુ કેશવલાલ કારકુન—

**વસન૦** હા હાં કેશવ--કેશવલાલ.

**કેદી૦** અંકેલશ્વરના વકીલ.

**વસન૦** વકીલ, વકીલ, યાદ જરૂર કરીશ. ગમે ત્યારે પણ ભૂલીશ નહિ. [ બન્નેનુ જવું. ]



## પ્રવેશ ૩ જો.

**સ્થાનઃ**–દયાળજીનું ઘર.

**સમય**–બપોર.

( દયાળજી અને ભગવતી )

**ભગ૦** પુત્રી પરણવા ઇચ્છતી નથી. હું શું કરૂ–બતાવો ?

**દયા૦** પરણવા ઇચ્છતી નથી ?

**ભગ૦** ના.

**દયા૦** હેં !!

**ભગ૦** હવે શો ઇલાજ કરવો ?

**દયા૦** શાનો ઉપાય ? એ તો સારી વાત છે. ખર્ચ બચ્યુ.

**ભગ૦** શાનો ખર્ચ ?

**દયા૦** લગ્નનો ખર્ચ. એ સાચું કે કલ્યાણજી રૂપીઆ ન લેત, પરંતુ લગ્નમાં અન્ય ખર્ચ થાય છે; તે ખર્ચ બચી ગયું.

ભગ૦ તમે આ શુ બોલો છો ?

દયા૦ બરાબર કહું છું.

ભગ૦ તો છોકરીનાં લગ્ન નહિ કરો ?

દયા૦ છોકરી પરણવા ઇચ્છતી નથી; હું શું કરું ?

ભગ૦ તમે સમજાવીને કહો.

દયા૦ ના, એ નહિ બને.

ભગ૦ તો પુત્રી કુંવારી રહેશે ?

દયા૦ હા, જ્યારે લગ્ન નથી થતાં, ત્યારે પુત્રી કુવારી કહેવાય છે.

ભગ૦ સંબધી, મિત્રો વ્યવહાર નહિ રાખે !

દયા૦ તેને માટે તો પહેલેથી તૈયાર છું.

**(નેપથ્યમાં)** દયાળજી, ઘરમાં છો ?

દયા૦ હા. આવો ભાઇ કલ્યાણજી–(ભગવતીને ) હવે તું અંદર જા.
( ભગવતીનુ જવું. )

દયા૦ જવા દો. લગ્નની મારામારી મટી ગઈ.

કલ્યા૦ સાંભળ્યું છે. તમારૂં શરીર અસ્વસ્થ થઇ ગયું હતું.

દયા૦ ના, જરાય નહિ. હા, મન ખરાબ રહેવાથી વચ્ચે વચ્ચે શરીર સહજ બગડી જાય છે.

કલ્યા૦ મન કેમ આટલું ખરાબ રહે છે ?

દયા૦ આ પુત્ર-પુત્રીઓ ઉપર સ્નેહ અને મમતાના કારણે.

કલ્યા૦ તમે સુશીલા સંબંધી ચિંતા કરોછો ?

દયા૦ ના, તેણે પરણવાને નાખુશી બતાવી તે ઠીક થયું. સારૂં થયું કે એક કુટુમ્બને-ખરાબ ન કર્યું. દુનિયામાં દીકરીઓ પાપ છે-જંજાળ છે. આફત છે. આપણે લોકો દૂધ પાઇને સાપ પાળીએ છીએ. અરેરે !

કલ્યા૦ ખરે, તમારો આજ અભિપ્રાય છે ?

દયા૦ ત્યારે બીજું શું !

કલ્યા૦ તમે આ અઘટિત કહો છો.

દયા૦ શુ કરૂં, ઠગાઇને આમ કહેતાં શીખ્યો છું.

કલ્યા૦ દયાળજી ! હું તમારા પર ભાવ રાખું છું; પણ તમે તો ચંચળ ચિત્તના લાગોછો ! આવી સાધારણ બાબતમાં ચોક્કસ બની જાઓછો ?

દયા૦ કાંઇ નહિ; ખૂબ સમજ્યો; કંઈ જરૂર નથી.

કલ્યા૦ શાની ?

દયા૦ પુત્રીના લગ્નની.

કલ્યા૦ તેની વિશેષ જરૂર છે.

દયા૦ કેમ ?

કલ્યા૦ આ બાબતમાં જન્માન્તરવાદ અને આધ્યાત્મિકવાદને વચ્ચે લાવ્યા વગર સમજવું જોઇયે કે છોકરાં હવા

ખાઇને જીવતાં નથી; ભવિષ્યનાં ખાવા-પીવાનાં ઠેકાણાં માબાપે કરી આપવાં જોઇએ.

દયા૦ માબાપનો અપરાધ શો ?

કલ્યા૦ પ્રજાને સંસારમાં નાખવાની જોખમદારી માબાપ પર છે. સંતાનનું જીવન, બચપણ અને ભવિષ્ય ઘડવું માત પિતાના હાથમાં છે. સંતાનને આગળ જતાં દુઃખ પડે તો તેની જોખમદારી માબાપ પર છે. વળી જો સંતાન સંસારમાં ભૂખે મરે, તો તેનાં જોખમદાર માબાપ જ છે.

દયા૦ ત્યાર પછી ?

કલ્યા૦ પુત્રને ભણાવી ગણાવી તેનાં ભરણ પોષણનો પ્રબંધ કરી આપો છો-પુત્રીઓ માટે કંઇ નહિ કરો ? પુત્રીઓનાં લગ્ન કરવાં તે શું છે, એક પ્રકારની તેને નોકરી શોધી આપવી તે જ છે. લગ્ન કરવાં પડશે. પરંતુ-

દયા૦ કેમ રોકાયા ?

કલ્યા૦ સ્ત્રીઓ ઉપર ઇશ્વર રૂઠ્યો છે; આપણે શું કરીએ ? પણ હા, મનુષ્યથી જ્યાં સુધી બને ત્યાં સુધી તેને માટે પ્રયત્ન તો કરવો જ જોઇએ. એ આપત્તિ અને દુઃખ દૂર કરવાને યત્ન કરવો તે આપણું કર્તવ્ય નથી ?

દયા૦ કંઈ સમજાયું નહિ.

કલ્યા૦ સ્ત્રીજાતિ દુર્બળ છે-અબળા છે; છતાં તે માણસ છે. પુરુષ માફક તેના હૃદયમાં પણ અપમાન અને ઉપેક્ષાની અસર

પહોંચે છે. પુરુષ કરતાં તેનામાં બુદ્ધિ કમી હશે ખરી; પરંતુ તેની ગણુતરી તો કરવી જોઇએ. તેના મતને એક-દમ ફેંકી દેવો ન જોઇએ. જ્યારે છોકરી નાની હતી, ત્યારે તેની સલાહ જરૂરની ન હતી; તે વખતે બળ-જોરીથી પણ તેનાં લગ્ન કરી શકતા હતા; પરંતુ જ્યારે તમે ૧૫–૧૬ વર્ષની ઉમ્મર સુધી છોકરીને કુંવારી રાખી છે, ત્યારે તે સલાહ લેવા યુક્ત છે; તો પછી તમે તેના અભિપ્રાયને તુચ્છકારી શકતા નથી. જો તમે સુશીલાના મારા પુત્ર સાથે લગ્ન કરવા ઇચ્છત, તો હું તેમ ન બન-વા દેત.

દયા૦ જ્યારે પુત્રી હિન્દુના ઘરમાં પેદા થઇ છે, ત્યારે શું તેણે હિન્દુ પુત્રીને શોભે તેવું આચરણ રાખવું જરૂરનું નથી?

કલ્યા૦ સાવિત્રી પણ હિન્દુના ઘરમાં પેદા થઇ હતી. ચતુર પુત્રીની કઇ પણ ગણુતરી હશે ખરી. હિન્દુશાસ્ત્રકાર મૂર્ખ ન હતા.

[ ફીકુભાઇનું આવવું. ]

ફીકુ૦ બાપુ!

દયા૦ શું છે?

ફીકુ૦ મારી માએ કહાવ્યું છે; કે કુમુદિનીની તબીયત વધારે ખરાબ છે.

દયા૦ એ તો હું જાણું છું.

ફીકુ૦ તે સનેપાતમાં ગમે તેવું બકે છે.

દયા૦ નહિ તો શું સાયન્સનાં ભાષણ આપશે?

કીકુ૦ મારી મા તમને બોલાવે છે.

દયા૦ હું હમણાં નથી આવી શકતો—જા.

કલ્યા૦ ના તમે અંદર જાવ.

દયા૦ હુ કોઇનો નોકર નથી.

કલ્યા૦ સીવીલસર્જનને બોલાવુ ?

દયા૦ ના—ના—ના. કેટલી વખત કહું—હવે તમારે ઘેર જાઓ.

કલ્યા૦ ઠીક જાઉં છું! તમે જરા ઘરમાં જાઓ—સ્ત્રીઓ ગભરાતી હશે. (જવું.)

દયા૦ હેરાન કરી નાખ્યો, મેં શા માટે લગ્ન કીધાં ?

[ વિનોદીનીનું આવવું. ]

વિનો૦ બાપુજી !

દયા૦ આવું છું, ચાલ. મરણ પણ નથી આવતું ! (જવુ.)

વિનો૦ શરીર સારૂં ન રહેવાથી બાપુનો મિજાજ જરા ચિડીયો થઇ ગયો છે. પહેલાં તો આ પ્રમાણે વાતવાતમાં ખીજાતા ન હતા.



## પ્રવેશ ૪ થો

### સ્થાનઃ દયાળજીનું ઘર.

### સમય-રાત

[ મુશળધાર વરસાદ પડી રહ્યો છે; વાદળ ગર્જના કરે છે. ઘરમાં પલંગ પર માંદી છોકરી પડી છે. ભગવતી પાસે બેસીને ઉંઘે છે. દયાળજી ઊભો છે. ]

**દયાળ૦** કેવી ભયંકર રાત્રી છે! મુશળધાર વરસાદ વરસે છે, સાથે સાથે વાવાઝોડાથી બારણાં ખખડયા કરે છે, આઘે વાદળાં સાંકળોથી બાંધેલા વાઘ માફક-ક્રોધથી ભયંકર ગર્જના કરી રહ્યાં છે. એવો તો અંધકાર છે, કે જાણે આકાશમાં સૃષ્ટિ સમાઇ ગઇ છે. માત્ર અમે અભાગીયાં માણસો અને ભાંગ્યુતુટયું ઘર દેખાય છે. સત્ય છે કે મારૂં જગત્માં કોઇ નથી! જ્યારે તોફાન મટી જશે, અંધકાર ફીટી જશે —જ્યારે સૂર્યદેવનાં કિરણો વડે ફુલ ખીલી ઉઠશે, પક્ષી કલરવ કરશે—જ્યારે વસંતની હવા મંદ મંદ વાવા લાગશે,

ફુલના મહેકાટથી સુગન્ધ પ્રસરી જશે–ત્યારે પણ મારૂં કોણ હશે ? સંસાર–તે તો મારા તરફ એક વખત પણ વળી જોતો નથી. અને વડીલભાઈ ?–માત્ર સાંભળવામાં–કહેવામાં છે કે અમે બે ભાઇઓ છીએ અને એક માના પેટથી જન્મેલા છીએ. સંસારમાં માત્ર બે પુત્ર હતા; એક, સાધુ થઇને ચાલ્યો ગયો, બીજો શિક્ષણની ખામીએ ઉચ્છૃંખલ બની લુચ્ચો થઇ ગયો છે. ત્રણ પુત્રીઓ છે; તેમાં તો એકનું જીવન બરબાદ થયું છે—વિધવા બની છે. બીજાના વિવાહની સવડ નથી થતી, ત્રીજી માંદી પડી છે. સ્ત્રી રાત્રીદિવસ મજુરની માફક મજુરી કરે છે; આ વખતે નિદ્રા દેવીએ કૃપા કરી તેને પોતાની ગોદમાં આશ્રય આપ્યો છે. આ બિમાર છોકરી મરણ ઇચ્છે છે. અને હું આ બધું જોઇ રહ્યો છું.

**કુમુદિની**—મા ! મા !!

**ભગ૦** —( જાગીને ) શું છે બેટા ?

**કુમુદિ૦** પાણી—

**દયા૦** લાવું છું, ( લેવા માટે જાય છે )

**કુમુ૦** ના–એ–બાપુ !

**દયા૦** લે બેટા, આપું છું. ( પાણી આપે છે. )

**કુમુ૦** ના–હવે તો નથી સહેવાતું—મા !

**ભગ૦** શું છે બેટા ! હું તો તારી પાસેજ છું.

કુમુ૦ વ્હાલી વ્હેન !

દયા૦ વ્હેન સૂઇ રહી છે. બોલાતું ?

કુમુ૦ ના બાપુ, જરૂર નથી. બાપુ !–તે ઉઠીને આવે તો તેને કહેજો, અરેરે !

દયા૦ બહુ પીડા થાય છે ?

કુમુ૦ ના બાપુ, હમણાં જ સર્વ દુઃખ દર્દ મટી જશે—

ભગ૦ પુત્રી, આ શું કહે છે—ભગવાન–શી આફત ?

કુમુ૦ મા ! ( ગળે બાઝી પડે છે. )

ભગ૦ મારી દીકરી ! ( છાતીએ વળગાડે છે. )

કુમુ૦ મા !–અરેરે–બાપુ !

ભગ૦ *( દયાળજીને ) ડાકટરને બોલાવો.

( કુમુદિની ફરી પલંગ પર પડી જાય છે )

કુમુ૦ બાપુ ! બહુ દુઃખ થાય છે.

ભગ૦ હાય હાય ! આ શું ! દીકરી, હાથ–પગ કેમ પછાડે છે ?– અરે ડાકટરને બોલાવોને.

દયા૦ ડાકટર ? સાંભળતી નથી, બહાર શું થાય છે તે ! આટલી રાત્રે–આટલા વરસતા વરસાદે–ડાકટર ક્યાં મળશે ? સો રૂપિયા આપતાં પણ કોઇ ડાકટર નહિ આવે અને એટલા રૂપિયા આપવાની જોગવાઈ નથી.

**કુમુ૦** ડાકટરની હવે જરાયે જરૂર નથી. બાપુ ! બારણું ઉઘાડીનાખો.

[ દયાળજી બારણું ઉઘાડે છે. ઠંડી હવા આવી દીવો બુઝાવે છે. સાથે કુમુદિનીનો આત્મા પણ બુઝાય છે—પ્રાણ નીકળી જાય છે ]

**દયા૦** ( અંધારામાં ) બેટા કુમુદિની !

**કામિની૦** મારી દીકરી–મારી વ્હાલી–કુમુદિની—

( મડદાને છાતીએ વળગાડે છે )

**દયા૦** જોરથી પકડી રાખ—જો, કંઇ નાસી ન જાય. આવા ભયાનક અંધકારમાં સમય વિચારી, દગો કરી કંઇ નાસી ન જાય.

**ભગ૦** હાય ! જતી રહી ! ( રૂવે છે )

**દયા૦** છોડી દીધી ? રાખી ના શકી ? મૂર્ખ ! ઠીક ચાલ ત્યારે અંધકારમાં હું દોડીને પકડું ? જોઉં કે–કયાં નાસી ગઇ.

**(નેપથ્ય)**—કુમુદિની ! કુમુદિની ! બેટા ! '



## અંક ત્રીજો.

### પ્રવેશ ૧.

સ્થાનઃ દયાળજીનુ અંતઃપુર

સમય-સન્ધ્યાકાલ.

[ ઘરમાં દયાળજી એકલો ફરે છે. ]

દયા૦ એક આફતમાંથી છુટયો તો નથી, તેટલામાં બીજી માથા પર આવી પડી! મારી અવદશા થવા બેઠી છે—ત્યારે તો કોઈ પીટાડી શકતું નથી. જરાય સુખી નથી થતો—ભ્યો પેલી સુશીલાની મા આવે ભલે આવે. હું તો દઢ જ છું. શું કરવાની છે. થાય તે કર.

[ ભગવતીનું આવવું ]

ભગ૦ અરે સાંભળ્યું, આપણી આંખ આગળ પોલીસનાં માણસો છોકરાને પકડી ગયાં!

દયા૦ હા લઇ ગયા.

ભગ૦ તમે કંઇ ના બોલ્યા ?

દયા૦ ના.

ભગ૦ છાનામાના ઉભા રહી જોયા કર્યું ?

દયા૦ હા જોયા કર્યું—કેવી જોવાની મઝા !

ભગ૦ તમે રોકયા નહિ ?

દયા૦ ના.

ભગ૦ કેમ ?

દયા૦ એ બીકથી કે પોલીસના માણુસ છોકરાને છોડી દે.

ભગ૦ એ ડરથી ?

દયા૦ ત્યારે બીજુ શું ?

ભગ૦ તમારૂં મગજ બગડી ગયું છે.

દયા૦ શકય છે !

ભગ૦ ના, હું તમારે પગે પડું છું, તમે એને છોડાવો.

દયા૦ કોને ?

ભગ૦ છોકરાને.—વાહ ! હસો છો ?

દયા૦ તું તો મઝામાં છે ને દેવી ! કાંઇ ચિંતા નહિ ! સંસારી નિયમ તું લેશ જાણુતી નથી--ભગવાન ! તેં મને સ્ત્રી જન્મ કેમ ના આપ્યો ? અરે ! આ તો બધી ગર્ભપીડન જેટલી પીડાઓ ભોગવું છું.

ભગ૦ છોકરાનું શું થશે ?

દયા૦ તે જેલ જશે, ચોરી વિદ્યા મહાન આનંદ આપનારી વિદ્યા છે. જો કે કોઇ ન પકડે; પરંતુ ઠીક પકડયો. (દાંતપીસીને) જા બચ્ચા જેલમાં—સરકારે કેવો સરસ કાયદો ઘડયો છે!–ઠીક મઝા પડશે !

ભગ૦ જો છોકરો જેલમાં પડશે, તો હું જીવીશ નહિ.

દયા૦ ત્યારે મરી જા. હમણાં જ મર. એક છોકરો સંન્યાસી થઇ ગયો—અને બીજો જેલમાં જવા બેઠો છે. એક છોકરી બુરાબર દવા ન થવાથી મરી ગઈ. એક છોકરી તંદુરસ્ત સુપાત્ર. વર ન મળવાથી વિધવા બની. અને એક છે તે તો કુંવારી રહેવા ઇચ્છે છે.—તું એકલી બાકી છે તે ગળામાં ફાંસો ખાઇ લે. અને હું—હું પણ તેવોજ કોઇ રસ્તો શોધી લઇશ.—હે પ્રભુ ! કેવી તારી કળા !—ખાવાનું નથી તો પણ લગ્નનો શોક ! પરણો ને પછી તેનાં માઠાં ફળ ભોગવો.

ભગ૦ છોકરો જરૂર જેલમાં જશે ?

દયા૦ એમ લાગે છે ખરૂં.

ભગ૦ સારો વકીલ કરો, તો છોડાવી શકો ખરા.

દયા૦ હા, એમ બને તો છૂટે ખરો.

ભગ૦ તો પછી સારો વકીલ શોધી, કેસની તપાસ કરો.

દયા૦ હા ! હા ! હા !–તું ખૂશ છે ને દેવી ! કંઇ ભારે લાગતું નથી !—શાની ખબર હોય !—જાણે છે—વકીલ કરવામાં રૂપિયા ખર્ચ થાય છે ? તે રૂપિયા તું આપશે ? ખરૂંને ?

ભગ૦ દેવું કરો.

દયા૦ વાહ !—આવી કઠણ બાબતને તે તો તીર માફક સીધી ને સટ બનાવી દીધી ! ખૂબ સ્હેલો ને સસ્તો ઉપાય બતાવ્યો ! હા, હા, હા.

ભગ૦ હાય હાય, છોકરો જેલમાં જવા બેઠો છે, ને તમે હસતા ફરો છો.

દયા૦ ના, મારો જ દોષ છે. હવે નહિ હસું. પિતાનું દેવું પતાવવા આખું ઘર વેચી નાખ્યું છે—જુએ છે ને ?—દેવુ—મેં પોતે કોઇ દિવસ દેવું નથી કર્યું—ને કોઇ દિવસ દેવું નહિ કરૂં—છોકરો ભલે કેદમાં પડે.

ભગ૦ પછી શું થશે ? ( રડી પડે છે. )

દયા૦ ( ગુસ્સાથી ) જા હઠ ના પકડ ( ભગવતીનું જવું. )

દયા૦ પરણ્યો હતો—તેનાં ફળ ભોગવું છું ! કોઇને દોષ કેમ આપું ? પિતાએ લગ્ન પહેલાં મને પૂછ્યું હતું; મેં પરણવાની હા પાડી હતી—ત્યારે ધાર્યું હતું કે, વ્હાલીનું મુખચંદ્ર રૂપી અમૃત પીવાથી પેટ ધરાઇ જશે. વળી—બીજું શું

ધાર્યું હતુ ?—તે બધું સ્વપ્નવત્ ભાસે છે. તે વખતે આ બધું જાણતો હતો ?—ના, જેવું કર્મ કર્યું તેવું ફળ મળ્યું. ઠીક ! ઈશ્વર ! ઠીક !

[ વિનોદિનીનું આવવું ]

વિનો૦ બાપુ !

દયા૦ કોણ ? વિનોદિની !–શું કામ છે ? હાં, તું જે માટે આવી છે, તે હું જાણું છું. તેમ નહિ બની શકે.

વિનો૦ બાપુજી ! કીકુ—

દયા૦ કાંઇ ના બોલ. વધુ બોલશે તો હું આપઘાત કરીશ.

[ સુશીલાનું આવવુ ]

દયા૦ તું ય આવી ?—કેમ ? શું જોઇએ છીએ ?

સુશી૦ મારા માટે કાંઈ નથી જોઇતું—પિતા ! કીકુ—

દયા૦ નીકળો—નીકળો અહીથી.

સુશી૦ મને તરછોડો, પરંતુ કીકુને બચાવો. હુ આપને પગે પડું છું. ( પગે લાગે છે )

દયા૦ દૂર જા. મને અડક નહિ.

સુશી૦ બાપુજી ! ( પગ પકડે છે )

દયા૦ અરે ! હવે નથી રહેવાતું. ક્યાં સુધી દાબી રાખું ! આ દુઃખ તો છાતી ફાડી નાખે છે. આ શું જોઉં છું ? બેટા

વિનોદિની ! દીકરી સુશીલા ! વિચારો છો શું !—શું વિચાર કરો છો ?—તમારો બાપ—અરે ! ( ઉન્મતતામાં જવું )
[ ભગવતીનું ઘરેણાંનો દાબડો લઈ આવવું ]

ભગ૦ વિનોદિની !

વિનો૦ કેમ મા !

ભગ૦ આ દાગીના લઇ કલ્યાણજીભાઇને ત્યાં જા, ને દીકરી ! જઇને કહે કે આ દાગીના વેચીને રૂપિયા લાવી આપો.

વિનો૦ આ શું છે મા ?

ભગ૦ આ ઘરેણાં રહે, ને મારો વ્હાલો દીકરો જેલ જાય. શું એકી ટસે જૂએ છે ?–લે જા જલદી.

વિનો૦ તું કહેતી હતી કે આ ઘરેણાં તને તારી માએ આપ્યાં છે. તેને તું હરકોઈ સમયે જીંદગીભર દૂર ન કરવા માટે ઘણી વખત બોલી ગઈ છે.

ભગ૦ કહ્યું હશે. ત્યારે પુત્ર ઉપર આવી આફત આવશે એવો ખ્યાલ ન હતો. આમ નહતું ધાર્યું, કે પ્રાણથી પણ અધિક બની અંધારા ઘરનો હીરો હોવા છતાં મારા ઘરમાં શત્રુ બની દીકરો આમ કરશે. દાબડામાં આ ઘરેણાં પડી રહેતાં, મારો બાળક જેલ જાય, અને હું મા બનીને ઉભી ઉભી જોયા કરૂં ! લે જા બેટા !

વિનો૦ બાપુજીને પૂછ્યું છે ?

ભગ૦ ના, કંઇ જરૂર નથી. તેમનું મગજ બગડી ગયું છે.

વિનો૦ પણ—

ભગ૦ આમાં જરાય પણ–બણ ન કર દીકરી ! મહાન આફતમાં પડીને મારી માના આપેલા દાગીના મારા શરીરનું અર્ધું લોહી—વેચી નાખું છું. પોતાના પુત્રને માટે–દીકરી ! મોઢું ન મરડ. મારા પુત્ર માટે આપું છું. કોઇ બીજાને માટે નથી આપતી. લે જા બ્હેન !

[ વિનોદિની માથું નમાવી ઘરેણાંનો દાબડો લેઇ જાય છે. ]

ભગ૦ ( ધુટણે પડીને, હાથ જોડી ) હે પરમાત્મન્! મધુસુદન ! આ વિપત્તિમાંથી બચાવજે.



## પ્રવેશ ૨.

સ્થાન—દયાળજીનો સુવાનો ઓરડો.

સમય—રાત

[ દયાળજી એકલો આંખોમાં ઉંઘ ભરાયલી ને ફરે છે ]

દયા૦ રૂપિયા! રૂપિયા! રૂપિયા!—સંસારમાં તે સિવાય કાંઇ નથી. માત્ર રૂપિયા જોઇએ! પુત્ર રૂપિયાને ઇચ્છે, પુત્રી રૂપિયા ઇચ્છે, સ્ત્રી રૂપિયા ઇચ્છે, સગાં સંબંધી રૂપિયા ઇચ્છે, ચોર રૂપિયા ઇચ્છે, રાજા રૂપિયા ઇચ્છે, ફકીર રૂપિયા ઇચ્છે, ખુશામતીઆ રૂપિયા ઇચ્છે, આમ મનુષ્યો રૂપિયા માટે પૃથ્વી માતાનું પેટ ફાડે છે. અથાગ સાગરમાં ગોથાં ખાય છે. વળી જો તેનું—મનુષ્યનું ચાલતું હોત તો આકાશમાં ફરીને પણ જોઇ આવત, કે ચંદ્રમા, સૂર્ય, નક્ષત્ર વગેરે તોડી ફોડી, ગાળી નાખીને ટંકશાળમાં રૂપિયા પડી શકે છે કે નહિ. વાહ રે દુનિયા! સર્વ મનુષ્યો આ સંસારમાં, રૂપિયાની જ ચિંતામાં ડૂબેલાં જણાય છે, પરંતુ તે રૂપિયાના સમુદ્રમાં ડૂબકી મારી બહાર નીકળે, ત્યારે તેના શરીરને એક રૂપિયો પણ બાઝેલો નહિ હોય; જય ભોળાનાથ! જોઉં છું, મારા આ પાંચ હજાર રૂપિ-

યામાં આખા ઘરની દાનત બગડી છે.—બધાંની ઇચ્છા છે કે સમડી માફક ઝપટ મારી તેને લઇ લઇએ. વારૂ, હું તેનો ઉપાય કરૂં છુ. (લોઢાની પેટી ઉઘાડે છે.) એવી જગાએ છુપાવીને મૂકું કે કોઇ કાઢી ન શકે.—ક્યાં રાખું? કાલે જ કચેરીમાં જઈ જમા કરાવી આવું. બાપ—દાદાનું ઘર હતું, બાપનું જ કરેલું દેવું હતુ. એટલા માટે અડધું ઘર વેચી નાંખ્યું, કંઈ પોતા માટે તો વેચ્યું નથી ને?— ક્યાં મૂકું? અહીં મૂકું? ઉંહું:—જમીનમાં ખાડો ખોદી ઢાંકી રાખું. ઠીક ઉપાય સુઝ્યો. (બહાર જઇ કોશ લઇ આવી.) જોઉં તો. આ જગા બરાબર છે કે નહિ. (જમીન ખોદે છે. ફરી તેના અવાજથી ચમકે છે) આ શુ? (ચારે તરફ જોઇને.) ના—આમાં અવાજ થાય છે. નહીં, આ બરાબર નથી. (કોશ મૂકીને) વારૂ, સંચમાં રાખીશ. કોઇને શક પણ નહિ પડે. લોઢાની પેટી હોવા છતાં કોણ સંચમાં તે રૂપિયા મૂકી છાડે? ઠીક. સંચ ઉઘાડું છું. (ચાવીથી સંચની કળ દબાવે છે, ને ઉઘાડે છે.) બરાબર અહીં મૂકું? ના—અહીં રાખું.—આ વળી આની અંદર શું છે! અંદર શું છે! આની અંદર વળી પાછું ચોર ઘર છે! વાહ, આતો ઘણી સારી વાત! અહીં મૂકી રાખું, બસ. (નોટોનાં બંડલ તે ચોર ઘરમા મૂકી દે છે. ત્યારપછી તે બધ કરે છે.) ત્યારપછી આ લે-(સંચ બરાબર બંધ કરે છે.)-કોઇ આજુબાજુ નથી, કોઇએ જોયું નથી. હવે કોની તાકાત છે કે આ રૂપિયા લઇ શકે! હાઃ હા, બસ. બસ. (ફરી સૂઇ જાય છે.)

[વિનોદિનીનું આવવું]

**વિનો૦** બાપુ હમણાં કોઇની સાથે વાત કરતા જણાતા હતા ને. (સૂતેલા જોઇ) ઓહો! ઉંઘમાં હરવા ફરવાની અને વાતો કરવાની બાપુને ટેવ પડી ગઇ છે. (જવું.)

---

## પ્રવેશ ૩.

**સ્થાન.**—વલ્લભજીનું ઘર.

**સમય**—સંધ્યાકાલ.

[ વલ્લભજી અને તેના ભક્ત બેઠા છે ]

**વલ્લ૦** ભક્તો! મને લાગે છે, કે જમવું એ એક મોટું આધ્યાત્મિક કર્તવ્ય છે. અને માખણ તો—ખુદ શ્રીકૃષ્ણ—અહા—તે દેવકીનંદન—

**ભક્તો૦** અહા!

**વલ્લ૦** પીતામ્બરધારી—મયુરપીચ્છભૂષણ—બંસીધર ગોપાળ. તે માખણચોર ભગવાન પોતે આ ઉજ્જવલ કોમળ-અહા! માખણ ખાતા હતા. એટલા માટે-( માખણ ખાય છે. )

**ભક્તો૦** વાહવાહ!

**વલ્લ૦** આ જે પૃથ્વીના આકારનું સુંદર સુંદર દેખાય છે-મોદક કહેવાય છે. આર્યઋષિઓએ આને જોઇને જ આ સિદ્ધાંત

સ્થિર કર્યો હશે, કે પૃથ્વી ગોળાકાર છે–એથી આ આત્મા–મોદક–પરમાત્મા ( હુંરૂપી પેટમાં ) તરફ ચાલ્યો જાય.

( લાડુ ખાય છે. )

**ભક્તો૦** કેવી આધ્યાત્મિક વ્યાખ્યા છે. ! કેવું વેદાંતી વર્ણન છે !

**વલ્લભ૦** આ પીવાનો પદાર્થ—જેને ગામડીઆ ભાષામાં સરબત કહે છે–કેવું અપૂર્વ રહસ્યથી ભરપુર છે !–'**सर्व भुतेषु श्रीकृष्णः** "–અહા ! સર્વભૂત અને સરબત એકજ પદાર્થ છે–આ કેવો આધ્યાત્મિક વ્યાપાર છે ? બસ આ તેનુંજ રૂપ પરમેશ્વરમાં જઇ ભળીજાય ! ( સરબત પીએ છે. )

**ભક્તો૦** મળી જાય, એકરૂપ બની જાય.

**વલ્લ૦** તે ઉપરાંત, આ જે ધુમાડો કાઢવાની વિચિત્ર નળી જુઓ છો–તેનું નામ સીઝર સીગારેટ કહે છે. આમાં વિષ્ણુંનું તેજ છે–ઓહો ! હે હરિ ! હે ગોવિંદ ! હે નારાયણ ! હે મધુસુદન ! [ સીગારેટ પીએ છે. ]

**ભક્તો૦** હરિ ભજો. ભાઇ હરિ ભજો.

( નોકરનું આવવું. )

**નોકર૦** સાહેબ નારણજીભાઇ આવ્યા છે.

**વલ્લભ૦** નારણજી !–ઓહો !–વારૂ ભાઇઓ, તમે સઘળા હવે ઘેર જાઓ. હું જરા મનને શ્રીકૃષ્ણચંદ્રના ચરણારવિંદમાં મેળવીશ. અહા ! તેજ ગોપી મનરંજન છે, તેજ જીવની પરમ ગતિ છે. તેજ શ્રીહરિ ઉદ્ધાર કરશે. તેમના ચરણમાં

ધ્યાન લગાડીશ. અહા !–( ભકતોનું ટોળું 'વાહ, વાહ' અહાહા વગેરે ભક્તિસુચક શબ્દોચ્ચાર વડે જાય છે. )

**વહ્લ૦** અહા, એવો તો જીવ મુઝાતો હતો, કે જાણે જીવ ચાલ્યો જશે. હવે જોઉ તો, નારણજી કેમ આવ્યા છે ?

( નારણજીનું આવવું. )

**નાર૦** લો, વહ્લભજી સાહેબ તો અહીંજ પધારેલા છે ને–વકીલ સાહેબ ! મારે તમને એક વાત કહેવી છે.

**વહ્લ૦** મારે પણ તમને કંઇ કહેવું છે નારણજી !

**નાર૦** તમે વિશ્વાસઘાતનું કામ કર્યું છે.

**વહ્લ૦** મેં ?

**નાર૦** હા તમે. તમે પોતાના પિતાનું દેવું નાનાભાઇના માથે નાખી દીધું. અને કહ્યું કે–તે ઘર વેચી નાખી દેવું પતાવશે. તેનું ઘર પણ વેચાઇ ગયું, પરંતુ દેવામાં એક પાઈ પણ ચુકવી નથી.

**વહ્લ૦** એટલે-તેમાં મારો દોષ નથી.

**નાર૦** તમારો દોષ નથી ?–હુ ઉભો ઉભો તે રકમ વસુલ કરી લઇશ.

**વહ્લ૦** કરો–જાણો છો, હું વકીલ છું.

**નાર૦** અને હું, વ્યાપારી છું. બન્ને જણ ગરીબોનાં લોહી ચૂસીએ છીએ. માત્ર અંતર એટલુંજ છે કે હું વૈષ્ણવ નથી. તમારી પાસે તે રૂપિયા હું વસુલ કરીશ.

વલ્લ૦ કરી લેજો, તમે પોતે 'ભરપાઇ' નો કાગળ લખીને મને આપી ચૂક્યા છો; કરી લેજો ને વસુલ !

નાર૦ તો જોઇ લેશો ?

વલ્લ૦ શું ?

નાર૦ હુ અસલ વસીયતનામાનો સાક્ષી છું–તે યાદ છે ?

વલ્લ૦ તે વસીયતનામું હવે છે જ ક્યાં ?

નાર૦ હજી છે. તે ગોદરેજની નાની ત્રિજોરીમાં છે.

વલ્લ૦ વાહ !

નાર૦ વાહ નહિ. તમે જાણો છો, કે તે વસીયતનામું ગમે ત્યાં હોત તો ક્યારનું દયાળજીને મળી ગયું હોત. પણ તેમ નથી. તે ત્રિજોરીમાં એક ચોર ઘર છે. તે વાત માત્ર હું એકલોજ જાણુ છું–બીજો કોઇ જાણતો નથી. તે ત્રિજોરી હજી દયાળજીની પાસે છે. હું હમણાંજ જઇને દયાળજીને કહું છું. રૂપિયા વસુલ કરવાનો સહેલો ઉપાય મારા હાથમાં છે. તે વસીયતનામા પ્રમાણે બાર આની મિલ્કત તેમની છે, અને ચાર આની તમારી છે.

વલ્લ૦ એમાં શું !

નાર૦ બોલો, રૂપિયા આપશો કે નહિ ?

વલ્લ૦ પણ તમે તે બનાવટી વસીયતનામાના પણ સાક્ષી છો !

નાર૦ હું માન્ય નહિ રાખું. તમે કપટ કરીને મારી સહી કરી લીધી હશે.

વકી૦ તે સાચું કોણ માનશે ?

નાર૦ જે બાપના ખોટા અક્ષર પાડી શકે છે, તે સાક્ષીના બનાવટી અક્ષર નહિ પાડી શકે ?–બોલો, રૂપિયા આપશો કે નહિ ?

વકી૦ નારણજી ? તમે આવું કામ નથી કરી શકતા. તમે મારા મિત્ર છો !

નાર૦ એક માણસનું સત્યાનાશ વાળવા માટે ષડયંત્ર પ્રપંચ રચવાનું નામ મિત્રતા નથી. બે સાધુ પુરુષ મિત્ર હોઇ શકે છે, પણ બે લુચ્ચાઓ મિત્ર નથી બની શકતા. તે બન્નેને દશ વર્ષ સુધી એક પિંજરામાં સાથે પુરી મૂકવાથી પણ તે મિત્ર બની શકતા નથી. પિંજરા બહાર નીકળતાં જ તે હતા તેવા લુચ્ચા બની જવાના.

વકી૦ નારણજી !–( હાથ પકડે છે. )

નાર૦ સ્ત્રીઓ પેઠે ઢોંગ રહેવા દો. ( હાથ તરછોડી ) રૂપિયા આપશો કે નહિ ?

વકી૦ સાભળતા પણ નથી. ?

નાર૦ આપશો કે નહિ ?–તમે તો વકીલ છો–એક જવાબ આપો. હા કે ના ?

વકી૦ એક વાત સાંભળી લ્યો.

નાર૦ હું જે કહું છું, તેજ કરૂં છું.—આપશો ?—આ છેવટનો સવાલ છે.

વકી૦ આપીશ.

નાર૦ હમણાં લાવો.

વલ્લ૰ હમણાંજ ?

નારુ૰ હા, આ ઘડીએ. મને તમારો વિશ્વાસ નથી.

વલ્લ૰ હમણાં મારી પાસે રૂપિયા નથી.

નારુ૰ ઠીક ત્યારે. ( જવા ઇચ્છે છે. )

વલ્લ૰ ઉભા રહો, આપું છું.

નારુ૰ આપો.

વલ્લ૰ જુઓ નારણજી, માંહોમાંહે સલાહ કરી લો.

નારુ૰ સમાધાન !

વલ્લ૰ હા સમાધાન.

નારુ૰ કેવું સમાધાન !

વલ્લ૰ માનો નહિ તો—

નારુ૰ ( ઉતાવળે ) હા સમાધાન કરો. અથવા એ માટે રાજી હો, તો હું વ્યાજ સાથે મુદ્દલ છોડી દેવા ખૂશી છું. સાંભળો—

વલ્લ૰ શાને માટે ?

નારુ૰ ના, હું મોઢાથી આ વાત નહિ કરી શકું. આ વાત સાંભળી ધરતી કંપી ઉઠશે. અમાવાસ્યાની અંધારી રાત્રીનું અંધારૂં ફેલાઈ જશે–ધર્મ–જો હશે તો તે સુકાઇને ચીમળાઇ, મરી જઇ, સડી જઈ દુર્ગન્ધ ફેલાવશે.

વલ્લ૰ સાંભળું તો ખરો, કે તે શી વાત છે ?

નાર૦ સમજ્યા નહિ ? તમે પણ પાપી છો, હું પણ પાપી છું. તોપણ તમારી પાસે આ વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી. હજી પણ ન સમજ્યા ?

વલ્લ૦ ના.

નાર૦ સાંભળો. ( કાનમાં કહે છે )–કેમ ! ચમકયા ?

વલ્લ૦ શું ! પોતાની સગી ભત્રીજીને !–( નારણજીનું ગળું પકડી ) મૂર્ખ બદમાસ !

નાર૦ વલ્લભજી છાના રહો !

વલ્લ૦ ( ઉતાવળે ) ના. ના. છોડી દઉં છું. યાદ ના રહ્યું:–ભૂલી ગયો. ( છોડે છે. )

નાર૦ મંજુર છે ?

વલ્લ૦ મંજુર–પેલું કોણ છે ?

નાર૦ કોઇ પણ નથી. આમ કેમ, કંપો છો ? આવો બહાર જઇએ.

( જવું. )

---

## પ્રવેશ. ૪

સ્થાનઃ—દયાળજીનો ઓરડો.

સમયઃ—સંધ્યાકાલ.

[ ભગવતી અને વિનોદિની ]

ભગ૦ શું થયું ?

વિનો૦ કલ્યાણજી કાકાએ કહ્યું કે હાલમાં દાગીના વેચવાની કંઇ જરૂર નથી. દાગીના ગીરો મૂકી રૂપિયા પાંચ હજાર આણી આપ્યા છે.

ભગ૦ તેમણે શું કહ્યું ? મારો દિકરો તો બચશે ને ?

વિનો૦ તે તેને માટે તનતોડ પ્રયત્ન કરશે; કંઇ બાકી રાખશે નહિ.

ભગ૦ ભગવાન તેમનું ભલું કરે. જો બેટા ! તારા પિતા આ રૂપિયા સંબંધી કંઇ જાણે નહિ. નહિ તો તે ઉત્પાત મચાવી મૂકશે.

વિનો૦ મા, બીક ન રાખ. તે લેશ જાણશે નહિ. ( જવું )

ભગ૦ ભગવાન્ રક્ષણ કર.

[ દયાળજીનું આવવું. ]

દયા૦ હજી સુધી ખાવાનું તૈયાર નથી થયું ?

ભગ૦ હું ભૂલી ગઇ હતી.

દયા૦ જણાય છે, કે હવે તમે બધાં મળી મને ઘરમાં રહેવા દેવા માગતાં નથી !

ભગ૦ હું હમણાંજ કરી નાખું છું.—કેમ, દીકરાની શું ખબર છે ?

દયા૦ ( ક્રોધમાં ) વધુ માથાફોડ ન કર.

( ભગવતીનું જવું. )

દયા૦ છોકરો જેલમાં ગયો--ભલે ગયો. હવે શું ? હવે પિતાનું દેવું પતાવી, ત્યાર પછી લંગોટી મારી, ફકીર બની જઇશ. સ્ત્રી અને બે દીકરીઓ રહી ગઇ. નહિ રહે. તે પણ ભીખ માગીને ખાઇ લેશે. છોકરો જેલમાં પડયો, ઘણું સારૂં થયું—ખાવાનું આપવું નહિ પડે. ખોટું શું છે ? સારૂં છે !

[ સુશીલાનું આવવું. ]

દયા૦ તું અહીં કેમ આવી છે ? જા.

સુશી૦ બાપુ ! કલ્યાણ કાકા આવ્યા છે. આપને મળવા માગે છે.

દયા૦ હેં, આ ભાઇથી તો કંટાળ્યો. કહે કે મને ફુરસદ નથી. તબીયત સારી નથી. ના, એમ નહિ. જા જા બોલાવ.

( સુશીલાનું જવું. )

દયા૦ દરેકના મોઢે એકજ વાત સંભળાય છે, કે ' અરે, દયાળજીનો છોકરો જેલમાં પડયો. " અહા ! વાહ આ 'અહા'થી મારૂં કાળજું ટાઢું પડે છે.

[ કલ્યાણજીનું આવવું. ]

દયા૦　શું સમાચાર છે ? કલ્યાણજી !—આજે મારૂં શરીર ઠીક નથી.

કલ્યા૦　શું થયું ભાઈ દયાળજી ?—ડાકટરને બોલાવું ?

દયા૦　સારા ચિકિત્સાશાસ્ત્રમાં આ રોગની દવા નથી.

કલ્યા૦　શોક ન કરો દયાળભાઇ, અપીલ કરીશ. ટીકુ હમણાંજ છૂટી જશે.

દયા૦　ના. ના. અપીલ કરતા નહિ. છોકરો જેલમાં પડયો, તે ઠીક થયું. તેને બેઠા બેઠા હું ખાવાનું ન આપત. હવે, એક ભાર તો મટયો. આ સ્ત્રી અને બે દિકરીઓને પણ તમે ટીકુ પેઠે જેલમાં મોકલી શકો છો ? જો એમ થાય તો ઘણું સારૂ થાય.

કલ્યા૦　આ શું બોલો છો ભાઈ ?

દયા૦　વકીલ રોકીને તમે આટલા રૂપિયા ખાલી ફેંકી દીધા. તમારી બુદ્ધિને પણ ધન્ય છે ! અને મેં સાંભળ્યું છે, કે તમે આ કેસમાં હજાર રૂપિયા ખર્ચ કરી નાખ્યા છે.

કલ્યા૦　હા, એટલાની લગભગ તો થયા હશે.

દયા૦　તમે આટલા રૂપિયા કયાંથી મેળવ્યા ? આ પૂછવાનું તો મને યાદે ય ન રહ્યું. મારૂં મગજ બગડી ગયું હતું, હવે ઠીક છે. બતાવો, આટલા રૂપિયા તમે કયાંથી ખર્ચ કર્યા ?

કલ્યા૦　તમારે એ પૂછવાની શી જરૂર ?　મેં કોઇ પણ પ્રકારે રૂપિયાની સવડ કરી હતી.

દયા૦ ત્યારે તમે તમારા પદરના રૂપિઆ ખર્ચ્યા છે. યાદ રાખજો ભાઇ! જો તમે મારા માટે એક પાઇ પણ ખર્ચ કરશો, કે કર્યો હશે. તો જીંદગી પર્યંત તમારી સાથે હું વાત સરખી કરીશ નહિ. તમે મને સારી રીતે ઓળખો છો, મારા કુળમાં કોઇએ પણ કોઇનું દાન નથી લીધું. હું પણ નથી લેવાનો.

કલ્યા૦ એ તો હું જાણતો નથી. મારો પુત્ર આ રૂપિયા લાવ્યો હતો. એણે કહ્યું કે ભગવતી ભાભીએ કેસના ખર્ચમાટે આ રૂપિયા મોકલ્યા છે.

દયા૦ તમે ન પૂછ્યું કે મારી સ્ત્રીને આ રૂપિયા કયાથી મળ્યા ?

કલ્યા૦ પૂછ્યું હતું. મોરારે કહ્યું, કે તેમણે એ બતાવવાનું ના કહેલું છે.

દયા૦ તેને હું પૂછી જોઇશ. ભલા ભાઇ, એકવાત • પૂછવાની છે. મેં દેવું પતાવવાના રૂપિયા એકઠા કર્યા છે. તમે અદાલતમાં જમા કરી આવશો ?—જઈ શકશો ?

કલ્યા૦ લાવો. આજે જ આપી આવું—મને ઘણો સમય છે.

દયા૦ હું જ જમા કરી આવત; પરંતુ મારી તબીયત ઠીક નથી. લાગે છે કે તાવ ચઢયો હશે. છતાં મેં જયારે પિતાનું દેવું પતાવવાની સવડ કરી નાખી છે, ત્યારે તે એક દિવસ પણ મુલતવી રાખવા નથી ઇચ્છતો. મારી છેવટની મિલ્કત વેચીને આ રૂપિયા એકત્ર કર્યા છે.

કલ્યા૦ આ શું દયાળજી ! ઘર વેચી નાખ્યુ !–કોને આપી દીધું ?

દયા૦ હા ભાઇ ! ઘર વેચી નાખ્યું.

કલ્યા૦ આ શું ? વેચતા પહેલાં એક વખત મને પૂછ્યું પણ નહિ.

દયા૦ તમને કહ્યુ હોત તો તમે વેચવા ન દેત.

કલ્યા૦ તેમ તો ન બનત. આ તમે શું કર્યું. ભાઇ ! પૂર્વજોનાં ઘર–ઘણી પવિત્ર અમૂલ્ય વસ્તુ છે.

દયા૦ પૂર્વજોનાં મકાનો કરતાં પિતાનું દેવું મારી દષ્ટિથી અધિક પવિત્ર વસ્તુ છે. ( ત્રિજોરી ઉઘાડે છે )

કલ્યા૦ દયાળજી, ! તમારૂં હૃદય ઘણું વિશાળ છે. ભગવાન જાણે કે તમારા શિર પર આ વિપત્તિ વાદળ શાથી ઘૂમે છે ? લાવો.

દયા૦ ઓ ! નોટોનુ બંડલ ક્યાં ?

કલ્યા૦ કેમ ! ત્રિજોરીમાં નથી ?

દયા૦ ક્યાં છે !—જે ધારતો હતો, તેજ થયું !

કલ્યા૦ રૂપિયા હતા કે નોટ ?

દયા૦ બધી દશ દશ રૂપિયાની નોટો હતી.

કલ્યા૦ કોઇને આપ્યા તો નથી ને ?

દયા૦ ચોરી થઈ. નક્કી ચોરી થઇ છે.

કલ્યા૦ લોઢાની પેટી ઉઘાડી કોણ ચોરી જાય ?

દયા૦ બીજું કોણ ચોરી જાય ?–કોનું કામ છે, તે હું જાણું છું.

કલ્યા૦ કોનું કામ છે ?

દયા૦ હું !

કલ્યા૦ ચોરી નથી થઇ. બીજે કંઇ મૂક્યા હશે—યાદ કરો. હવે જઈ સ્નાન કરો. પછી વિચાર કરી તપાસ કરજો. ગભરાઓ નહિ. હું ત્રીજા પહોરે આવી પુનઃ ખબર લઈજઇશ.

( જવું. )

દયા૦ સમજ્યો શાણી ! તમે પાંચ હજાર ક્યાંથી મેળવ્યા-તે હવે માલુમ પડ્યું. હું તો પહેલેથીજ વિચારતો હતો કે આ પાંચ હજાર રૂપિયા પર આખા ઘરની નજર છે. પોતાના દીકરાને છોડાવવા માટે પાંચ હજાર રૂપિયા ચોર્યા છે. ચોરી કરી છે—ચોરી કરી છે લો તે પણ આવી.

[ ભગવતીનું આવવું. ]

ભગ૦ જમવાનું તૈયાર છે. ન્હાવ.

દયા૦ દેવી !

ભગ૦ કેમ ! આ પ્રમાણે મારા તરફ એકીટસે શું જોઇ રહ્યાછે ?

દયા૦ છેવટે ચોરી !

ભગ૦ કેવી ચોરી ?

દયા૦ તારી આવડી હિમ્મત ! આપણી ત્રિજોરીમાં ? ચોરી

ભગ૦ કોણે ચોરી કરી ?

દયા૦ તેં.

ભગ૦ મેં ?

દયા૦ મને પહેલેથીજ ખ્યાલ હતો, કે એ પાંચ હજાર રૂપિયા પર આખા ઘરની નજર છે. જાણે છે, કે તે પાંચ હજાર રૂપિયા મારા લોહીના પાણીના અને હૃદયના પિંડના બનેલા છે. પિતાનું દાન-સાધારણ દાન-આ ઘર હતું. એ વેચીને મેં આ રૂપિયા ભેગા કર્યા હતા. તે રૂપિયા ચોરી ગઇ.

ભગ૦ આ શું કહો છો? હું ચોરી કરીશ?

દયા૦ દેવી! મારા પાંચ હજાર રૂપિયા પાછા આપી દે.

ભગ૦ તમે શું કહી રહ્યા છો? તમારી પેટી ઉઘાડીને તમારા રૂપિયા ચોરી લીધા હશે!

દયા૦ તું તારા મોઢાનો ભાવ એવો બતાવે છે, કે જાણે તદ્દન નિર્દોષ ન હોય—કંઈ જાણતી જ ન હોય. ઓહો! આ સ્ત્રી જાતિ કેવી કપટી અને જુઠી હોય છે! આ સ્ત્રીઓ સર્વ કંઇ કરી શકે છે. મને એ આશ્ચર્ય થાય છે કે હજી સુધી તેં મને વિષ કેમ ન આપ્યું! કેમ ન ખવાડયું? સમય તો ઘણો મળતો હતો—લાવ, રૂપિયા આપી દે.

ભગ૦ ભલા હું રૂપિયા લઇને શું કરવાની?

દયા૦ શું કરતી? જાણતી નથી કે શેમાં વાપર્યા? તેં છોકરાના બચાવના પુરાવા માટે કલ્યાણજી ઉપર તે રૂપિયા મોકલાવ્યા છે. નથી જાણતી?—લાવ રૂપિયા.

ભગ૦ કેવી ગજબની વાત?—માની લ્યો, કે મેં તમે કહ્યું તેમ કર્યું હોય, તો શું તે તમારો પુત્ર નથી?

દયા૦ વિશ્વાસ શું?—પણ એ વાતને જવા દે. એને બચાવવા માટે તેં-મારા તે રૂપિયા ખર્ચ કરી નાખ્યા છે, જેણે

પોતાના પૂર્વજોનું સર્વસ્વ—ઘર વેચી, પોતાને વેચી, ભવિષ્ય બગાડી રૂપિયા જમાં કર્યા હતા—કહું છું—લાવ રૂપિયા.

ભગ૦ ઠીક ત્યારે સાંભળો. મેં પુત્રને બચાવવા કલ્યાણજીભાઈ પાસે મોકલ્યા હતા, તે રૂપિયા, મારી માતાનાં દીધેલાં ઘરેણાં વેચી સાટીને મેળવ્યા હતા., તેમાં એક પૈસો પણ તમારો નથી. સાચું કહું છું. તમે જે મારા માથા પર ચોરી ચઢાવી છે, તે હું ભૂલી જઇશ; કારણ કે તમને ભાન નથી કે તમે આ બધું શું બોલી રહ્યા છો.

દયા૦ મૂર્ખ ! આંસુ સારી હવે તું મને પીગળાવી શકતી નથી. તારી જાત ધૂર્ત હોય છે.સ્ત્રીઓને જન્મથી રડવા કકળવાની ટેવ હોય છે. હું માનતો નથી. લાવ રૂપિયા નહિ તો—

ભગ૦ નહિ તો ?

દયા૦ નહિ તો બીજું કાંઈ નહિ કરૂં, તને મારા ઘરમાંથી કાઢી મકીશ !—હું ચોરને ઘરમાં રાખી શકતો નથી.

ભગ૦ સારી વાત છે.

દયા૦ ઠીક ત્યારે હમણાંજ નીકળ.

ભગ૦ ક્યાં જાઉં ?

દયા૦ જ્યાં ગમે ત્યાં જા—જા, બસ. જા.

## પ્રવેશ ૫.

### સ્થાન—જેલખાનું.

### સમય—સવાર.

( વસનજી અને કીકાભાઈ )

વસન૦ તું જેલમાં શાથી આવ્યો ?

કીકુ૦ છેતરપંડી કરીને.

વસન૦ ઠીક !—પણ આટલો મોડો કેમ આવ્યો ?

કીકુ૦ કેમ, વહેલા આવવાથી કાંઈ ફાયદો મળતો ?

વસન૦ વાતચીત થાત. હું તો આજ અહીંથી જાઉં છું.—છૂટું છું.

કીકુ૦ હેં, શું તમારી સજા પૂરી થઈ ગઇ ?

વસન૦ હા ! પણ તેથી શું થયું—ચાહું તો સજા વધારી શકું છું. માની લે કે નારણજીને માર્યો–છ મહિનાની કેદ થઇ; હવે જો ધારૂં તો જેલરને મારી વર્ષ, દોઢ વર્ષ વધુ રહી શકું. પણ ના. એક વખત તો અહીંથી જવાની ખાસ જરૂર છે. પછી પાછો આવીશ. કંઇ બીક નથી–ગભરાઇશ નાહ.

**કીકુ૦** ત્યારે જાઓ છો શું કરવા ?

**વસન૦** એક ખાસ જરૂરી કામ છે ગણપત, હરજી, કેશવ: ગણપત, હરજી.

**કીકુ૦** આ શું બોલો છો ?

**વસન૦** રોજ સવારે ઉઠી મુખપાઠ કરૂં છું· લોકો જેમ રામનુ નામ લે છે, તેમ હું આ લોકોનું નામ ભણું છું.

**કીકુ૦** કેમ !

**વસન૦** તુ શું સમજીશ ? ગણપત-હરજી-કેશવ. તારા પિતા તો સારા છે ને ?

**કીકુ૦** ના તેમને મગજનો રોગ લાગુ પડયો છે.

**વસન૦** લાગુ પડયો? થવો જોઇએ. Somnambulism(ઉંઘમાંથી ઉઠી ફરવા મંડી જવાની ટેવ ) કરતાં માથાનો રોગ—તેના કરતાં ચઢતો છે. હું તેની દવા જાણું છું.

**કીકુ૦** શી દવા છે ?

**વસન૦** હેં, હેં, ગણપત—હરજી—કેશવ.

**કીકુ૦** જણાય છે કે તમને પણ માથાના રોગે ઘેર્યા છે.

**વસન૦** ઘેર્યો જ છે ! ગણપત—હરજી—એ—પકડી લીધો છે—કેશવ. તું બેસ. હું હમણાં જ આવું છું—કંઈ ચિંતા નથી ભાઇ ! —આ શરીર—જે વેઠાવશો તે વેઠી શકશે ! પુત્ર—શોક પણ સહી શકાય છે—તો તેના આગળ જેલખાનું તો એક

રમત જેવી વાત છે. અહીં કંઇ શરમાતો નહિ—આને પોતાનું ઘર જ માની લે ભાઇ !

કીકુ૦ (સ્વગત) વિચિત્ર પુતળું છે !

વસન૦ અને ભાઇ, નારણજી સાથે સુશિલાનાં લગ્ન તો નથી થયાં ને ?

કીકુ૦ ના.

વસન૦ હવે જીવમાં જીવ આવ્યો. મને એ એક મોટી ચિંતા હતી. સુશીલાનાં લગ્ન માટે હવે કંઇ ચિંતા જેવું નથી હવે રાજપુત્ર સાથે તેનાં લગ્ન કરીશ. ગણપત–હરજી–કેશવ. કાંઇ ચિંતા નથી. રાજપુત્ર સાથે જ કરીશ.

કીકુ૦ કયા રાજપુત્રની સાથે ?

વસન૦ તે હાલમાં નહિ કહું, ગણપત–હરજી–કેશવ–ભાઇ, કાંઇ •ચિંતા ન કર. અહીં તારૂં શરીર સારૂં રહેશે. નિત્ય નિયમિત ખોરાક લેવો, નિયમિત કસરત કરવી, લાંબી ઉંઘ ભોગવવી. બે વખત આવી ડાકટર તપાસી જશે. મારા સસરાએ જેટલી મારી ખીજમત ઉઠાવી નથી તેના કરતાં અધિક સંભાળ જેલખાનામાં રાખવામાં આવે છે, જો પૃથ્વી પર કોઇ સ્વર્ગ હોય તો તે આ જેલખાનું જ સ્વર્ગ છે.

કીકુ૦ તે કેવી રીતે ભાઇસાહેબ ?

વસન૦ વસન કાકા કહેતાં તારા ગળામાં શું શૂળનું દર્દ થાય છે ! –પણ અરે આ તો મેં ખોટું કહ્યું. કારણ કે શૂળનું દર્દ

પેટમાં થાય છે. જવાદે. જેમ હોય તેમ—હવેથી જો તું મને વસન કહીશ તો બે થપ્પડ લગાવી દઈશ. કાકા કહે કાકા !

**કીકુ૦** ચાલો તેમ ત્યારે. પરંતુ કાકા, તમે જેલખાનાને સ્વર્ગ કેમ કહ્યું ?

**વસન૦** સ્વર્ગ નથી ?–તો પછી સ્વર્ગ કેવું હોય છે ? હું એ જાણવા માગું છું બેટા, ત્યારે સ્વર્ગ કેવું હોય છે ? બરાબર સમયે ભોજન મળે છે—જે ઘરમાં કોઇ દહાડો મળવાનું લખ્યું નથી. બે વખત ડાકટર આવે છે. મને યાદ છે કે એક વખત મને ખૂબ જોરથી તાવ આવ્યો હતો, તે ત્રણ દિવસ સુધી ભયંકર રૂપમાં ચઢેલો; સ્થિતિ ખરાબ થવા લાગી. ત્યારે ચોથે દિવસે ડાકટરને બોલાવ્યો. નસીબ યોગે નાડીનું ઠેકાણું હતું, ને તેથી જીવવા પામ્યો. નહિ તો આજે તારે કાકા કહીને બોલાવવાનો વખત ન હોત.

**કીકુ૦** અને ઘંટી ફેરવવી ?

**વસન૦** તેનાથી તંદુરસ્તી સારી રહે છે, ઘણા લોકો સવારમાં ઉઠી ફરવા માટે જાય છે. શા માટે જાય છે ? એટલાજ માટે કે તેથી તંદુરસ્તી સારી રહે. તેના કરતાં તે ઘડીક ઘંટી ફેરવે તો શરીર સારૂં રહે ! અને લોટ પણ તૈયાર થાય. કંઇ ફીકર ન રાખ ભાઇ ! જેલખાનામાંથી નીકળીને જોઇશ તો—તું ખૂબ હૃષ્ટપુષ્ટ—તાજો, અગડબંબ બનેલો હોઇશ !—

**કીકુ૦** આ બધું શું કહી ગયા વસનજીભાઇ—

**વસન૦** ચૂપ ! કાકા કહે—

**કીકુ૦** હાં, હાં, કાકા સાહેબ—

**વસન૦** હું બરાબર કહું છું. તું જાતે તપાસી જોજે. અક્ષરે અક્ષર મેળવજે. અંગ્રેજોનું આ જેલખાનું તો સ્વર્ગ છે.

[જેલરનું આવવું]

**જેલર૦** વસનજી કોનું નામ છે ? બહાર ચાલો.

**વસન૦** ત્યારે હું જાઉં છું ભાઇ, કંઇ ચિંતા ન કરતો.

ગણુપત—હરજી—કેશવ ( વસનજી અને જેલરનું જવું )



## પ્રવેશ ૬

**સ્થાન**—ધોરી માર્ગ.

**સમય**—પ્રાતઃ કાલ.

( ભગવતીનું આવવું. )

**ભગ૦** પૂછતી પૂછતી આટલે દૂર આવી. સાંભળ્યું છે, કે અહીં-યાંજ જેલ છે, પરંતુ જેલની અંદર તે લોકો, મને નહિ જવા દેશે ! દીલના દુઃખની મારી ઘેરથી તો નીકળી ને આવી-હવે શું કરૂં ? જોઉં-પરમેશ્વર શું ખેલો બતાવે છે.

[ બીજી બાજુથી વસનજીનું આવવું ]

**વસન૦** આ શું ! ભાભી તમે એકલાં ક્યાં જાઓ છો ?

**ભગ૦** પોતાના પુત્રને જોવા માટે. અહીં જ જેલખાનું છે ? મારો પુત્ર ત્યાં છે, તેને જોવા માટે જાઉં છું.

**વસન૦** તમે સ્ત્રી જાતિ—એકલાં ત્યાં શી રીતે જશો ? અને તે લોકો જવા પણ કેમ દેશે ? તેને હું મળ્યો છું. તે ત્યાં સારી રીતે છે.

ભગ૦ (આગ્રહથી) મળ્યા હતા? તો એ પુત્ર સારો તો છે ને?

વસન૦ હા, બહુ સારો છે. હવે ચાલો ભાભી, તમને ઘેર પહોંચાડવા માટે આવું.

ભગ૦ હું હવે ઘેર નથી જવાની.

વસન૦ કેમ?—શું! ચૂપ કેમ થયાં? હવે ઘેર નહિ જાઉં—તેની મતલબ?

ભગ૦ ના, હું નહિ જાઉં.

વસન૦ ત્યારે ક્યાં જશો?

ભગ૦ જ્યાં જવાશે ત્યાં.

વસન૦ જવાશે તો બધી તરફ. બધે રસ્તે જવાશે. બોલો ક્યાં જવાનાં છો?

ભગ૦ ચુલામાં—

વસન૦ ઓહો! તે જગ્યા સુખની નથી, તેના કરતાં તો ઘર સારું છે.

ભગ૦ હું આત્મહત્યા કરીશ. તે પહેલાં એક વખત મારા દિકરાને જોવા આવી છું.

વસન૦ આ બીજું કાંઈ નથી—માનસિક ભ્રમ છે. એની દવા હું જાણું છું ગણુપત—હરજી—કેશવ

ભગ૦ આ શું બોલ્યા કરો છો?

વસન૦ હું, હૂં, હમણાં નહિ બતાવું. ઘેર ચાલો—હું હમણાં જ જેલમાંથી છૂટીને આવું છું.

**ભગ૦** હું નહિ આવું. આપ જાઓ.

**વસન૦** 'આપ જાઓ'નો અર્થ શું? એમ નહિ બને.

**ભગ૦** હું નહિ જ જાઉં.

**વસન૦** કેમ નહિ જાઓ? મને નહિ બતાવો? હું તો તમારો દિયર છું. પતિને ઘેર કેમ નહિ જાવ?

**ભગ૦** તેમણે મને ઘરમાંથી કાઢી મૂકી છે, (રડી પડે છે)

**વસન૦** કાઢી મૂક્યાં? કોણે? મોટાભાઇએ?—ભાભી—રવેનું હશે. —અર્થાત્ કંઇ લડાઇ થઇ હશે. બરાબર પતિ-પત્ની વચ્ચે કોઇ કોઈ વખત ખટપટ જામે છે ખરી-ખટપટ થવી જરૂરની છે; નહિ તો ગૃહસ્થાશ્રમ બહુ ફીક્કો, નવિનતા વગરનો જણાય—ઘેર ચાલો-મારાં વ્હાલાં ભાભી—તે તો તમારા સ્વામીનું-અર્થાત્ તમારૂંજ ઘર છે!

**ભગ૦** હું ત્યાં નહિ જ જાઉં.

**વસન૦** તો પછી ક્યાં જશો, બરાબર કહી બતાવોને!

**ભગ૦** બાપને ઘેર જઇશ.

**વસન૦** (વિચારીને) ભલે જાવ. મારી સ્ત્રી પણ આવી રીતે વચમાં વચમાં—તે ઠીક છે; ગુસ્સો ઓછો થઇ જશે ત્યારે અહીંજ પાછાં આવશો. આ સ્ત્રીઓ બહુ જ વિચિત્ર હોય છે-એક-દમ અગ્નિની પેઠે પ્રજળી ઊઠે છે અને થોડી જ વારમાં

એકદમ બરફ જેવી ઠંડી બની જાય છે. વારૂ—તમને પહોંચાડવા કોણ આવે છે.

**ભાણા૦** કોઈ નહિ.

**વસન્ત૦** ઠીક, ત્યારે ચાલો, હું જ તમને પહોંચાડી આવું. જ્યારે ઇચ્છા થાય ત્યારે મારે ઘેર ચાલ્યાં આવજો; મારૂં ઘર તે તમારૂં જ સમજજો.

[ બન્નેનું જવું ]



## પ્રવેશ ૭

સ્થાન—વલ્લભજીનો ઓરડો.

સમય—સંધ્યાકાલ.

( વલ્લભજી અને વિનોદની )

**વિનો૦** કાકા ! મને ઘેર જવાદો. ગાડી મંગાવી આપો. મારે ઘેર જવું છે.

**વલ્લ૦** ગભરાય છે કેમ વિનોદિની ? તને અહીં કંઇ બીક નથી.

**વિનો૦** આ જે આપ કહો છો, કે ' કંઇ ભીતિ નથી ' તેથી મને ભય ઉપજે છે. તમારો સૂર ઘેરો છે. તમારી નજર ફરેલી છે, તમારા હાવભાવમાં ભિન્નતા છે. તમારૂં મુખ શ્યામ થયું છે. પહેલાં આમાંનું કાંઇ જણાતુ નહતું !

**વલ્લ૦** [ ગભરાયલા સ્વરે ] હું કહું છું કે તને કોઇપણ પ્રકારનો ડર નથી બેટા.

**વિનો૦** આ શી નવાઇ! " બેટા ' કહેવામાં આપની જીભ કેમ ચોળાય છે! ગાડી મંગાવો. બાપ—મારેપીટે ' કાઢી

મૂકે, ચાહે તેમ કરે, તો પણ બાપનું ઘર–બાપિકું ઘર છે. ગાડી મંગાવો, નહિ તો હું ચાલીને જઇશ.

વલ્લ૦ તું ઉભી રહે. હું ગાડીવાળાને બોલાવું.

વિનો૦ ઉભા રહો. હુ પણ તમારી સાથે આવું.

વલ્લ૦ કેમ ?

વિનો૦ નહિ તો હું કોની પાસે રહું ? આપ ગમે તેવા તોપણ –મારા કાકા તો છો ! ગમે તેવા હો પણ–પોતાના માણસ તો ખરા !

વલ્લ૦ કેશવ ! મધુસૂદન !

વિનો૦ ના, ના. આપ ભગવાનનુ નામ ન લો. આપ જ્યારે ભગવાનનું નામ લો છો, ત્યારે હું સમજું છું કે મનમાં ને મનમાં કોઇ પ્રપંચી કામનો વિચાર કરો છો. આ શું ! આપ કંપો છો !

વલ્લ૦ ગાડી માટે માણસ મોકલું છું–ઉભી રહે.

( જવા ઇચ્છે છે )

વિનો૦ હું પણ આવીશ.

વલ્લ૦ આઘી જા. [ બહાર જઇ દરવાજો બંધ કરી દે છે ]

વિનો૦ આમ કેમ ! બહારથી દરવાજો બંધ કેમ કર્યો ? કાકા, બારણું ઉઘાડો કાકા !

[ બારણું ઉઘાડી નારણજી આવે છે ]

વિનો૦ [ ચમકી, કંઇક પાછી જઇ ] આ કોણ ?

નાર૦ [ જરા પાછો જઇ ] આ કોણ ?

વિનો૦ તમે કોણ છો ?

નાર૦ (સ્વગત) આ તો તેના કરતાં સુંદર છે !

વિનો૦ આપ અહીં કેમ આવ્યા છો ?

નાર૦ હમણાં ખબર પડશે. તારી બ્હેન ક્યાં છે ? મેં ધાર્યું હતું કે તે જ અહીં હશે.

વિનો૦ ધાર્યું હતું–તે–મારી બ્હેન–અહીં હશે !

નાર૦ [ આનાકાનીથી ] તું ક્યાં ખરાબ છે ?—તું તો તેના કરતાં પણ વધારે સુંદર છે, વળી પાછી વિધવા છે. આવ.

વિનો૦ ક્યાં !

નાર૦ કંપે છે કેમ ? આવ. બહાર ગાડી તૈયાર છે. ચાલ, હું તને સુખમાં રાખીશ–કેમ ! મોં ચઢાવી ઉભી છે કેમ ? આવ. ( હાથ પકડે છે )

વિનો૦ આટલું સાહસ ! હાથ છોડો. [ હાથ છોડાવી દરવાજા પાસે જઇ ધક્કો મારે છે ] કાકા ! કાકા ! કાકા.

નાર૦ કોને બોલાવે છે ? તરવારથી બચવા માટે છરા પાસે શિર ઝુકાવે છે ! જંગલમાંથી નાસી ઢંકાયલી ગર્તામાં પડવા પગ વધારે છે ? તારા કાકા આ કાર્યમાં સંમત છે–તે સર્વ જાણે છે.

વિનો૦ તે જાણે છે?

નાર૦ નહિ તો કેવી રીતે તેના જ ઘરમાં તેની ભત્રીજીના શરીર પર હાથ લગાવી શકું! તે માત્ર જાણે છે. એટલું નહિ —બલ્કે તે આમાં મદદગાર છે. એમણે જ આ સરાબની પ્યાલી મારા હોઠે લગાડી છે.

વિનો૦ જુઠ્ઠી વાત છે.

નાર૦ અસંભવિત સમજે છે? પુરૂષ કેટલા નીચ અને પ્રપંચી હોય છે,–તે તું નથી જાણુતી. અમે રૂપિયા માટે ખૂન કરીએ છીએ, કામ–ભોગ માટે 'ફૂટી લંગોટી ફત્તેખાં' બનીએ છીએ. કેમ! મારા સામું શું જૂએ છે! શું જોઇ રહી છે?

વિનો૦ નરક.

નાર૦ આવ.

વિનો૦ હવે નહિ રોકું. ચાલો.

નાર૦ આ ભાનની વાત છે. આવ.

[ હાથ પકડે છે. વિનોદિનીને પોતા ભણી ખેંચે છે, તે બેહોશ બની પડી જાય છે. ]

નાર૦ આ શું! ના, સમજ્યો: બાપનો ભાઇ—પિતાની બરાબર તે આવું કરશે!–બિચારીની ધારણામાં આ વાત ન આવી. પણ પૈસાના ખેલ જુઓ. ભાઇ—દુનીયાને પલાળી નાખેછે– લોહી માંસનો સંબંધ તો કંઇ હિસાબમાં નથી, અને લક્ષ્મી કરતાં અધિકતર તે આ સ્ત્રી છે. [વિનોદિનીને જોતાં જોતાં] સ્ત્રી

સુંદર અને મનમોહક છે.–બધા શત્રુ કરતાં પ્રબળ આ કામ શત્રુ છે. આ શત્રુ વાવાઝોડા કરતાં પણ વધુ પ્રબળ છે. અગ્નિ કરતાં પણ વધારે જ્વલંત છે, વિજળીથી અધિક તેજસ્વી છે, મૃત્યુ રોગ કરતાં અધિક મમતાહિન છે!–આ કામ શત્રુ વેરથી વધારે આંધળો; લોભથી વધારે તૃપ્તીહિન, ક્રોધથી વધારે રાતો અને મદથી વધારે ઉચ્છૃંખલ છે. જેના સ્પર્શથી 'ટ્રૉય'નો નાશ થયો. જેના વડે સુંદ-ઉપસુંદનું મૃત્યુ થયું, જેના કારણે વિશ્વામિત્રનું પતન થયું. જેને લીધે અહલ્યાનું સર્વ નાશ થયું, જેનાથી એન્ટોનીની અધોગતિ થઇ. જેના સ્પર્શથી લંકા નરેશનો વંશ ઉખડી ગયો. તે પ્રબળ શત્રુ કામદેવ છે! કેવું આશ્ચર્ય! માણસ આ વાત જાણવા છતાં જરા વિચાર કરતો નથી! સ્ત્રી ખરેખર ખૂબસુરત છે. આ કોમળ માંસ-શરીરના માટે હું પાંચ હજાર રૂપીઆ જતા કરું છું. છતાં પણ કંઇ નુકસાન જણાતું નથી. ભરાયલું પેટ, બેશરમી અને યુવાન સ્ત્રી, આ ત્રણે બાબત એક સાથે મળે, તો પછી દુષ્ટ હૃદયમાંથી શેતાન રૂપી કુવિચારો બહાર નીકળી આવે છે. તેથી જ આવા વિચારો થાય છે–હવે તેને ભાન આવે છે–ચારે બાજુ જોઇ રહી છે. કેવી સુંદર છે! વાહવાહ!

**વિનો૦** [ ઊઠીને ] હું ક્યાં છું?–આપ કોણ છો?—અહો! –તેજ છે ને!–આ સ્વપ્નું તો નથી! કેવો ભયંકર છે!

**નાર૦** સુંદરી!

**વિનો૦** નરક છે! નરક છે!—અરે!

**નાર૦** સુંદરી! ( હાથ પકડે છે )

વિનો૦ બચાવો—બચાવો, [ દરવાજા ખખડાવે છે ]

નાર૦ કોને બોલાવે છે ? ઘરમાં કોઇ નથી. માત્ર તું ને હું.

વિમો૦ કેવો ભયંકર છે !

નાર૦ આવ સુંદરી !—તારા પર હું લેશ જોરજુલમ નહિ કરૂં. હું તને પ્યાર કરવા ચાહું છું.

વિનો૦ હા, વાઘ જેમ બકરીને પ્યાર કરે છે, સાપ જેમ દેડકાને પ્યાર કરે છે. તેમ મને પ્યાર ન કરતા. મારો તિરસ્કાર કરો, તિરસ્કાર કરો—આપને વિનવુ છું.

નાર૦ બહાર ગાડી ઉભી છે. ચાલ.

વિનો૦ મને છોડી દો.

નાર૦ તને સુખમાં રાખીશ.

વિનો૦ જવા દો. [ પગ પકડે છે ]

નાર૦ સુંદરી ! એ કેમ બની શકે ? હું પરદેશ જાઉં છું. તને સાથે લઇ જઇશ.

વિનો૦ નહિ છોડો ?

નાર૦ ના, એ મારી પ્રતિજ્ઞા છે.

વિનો૦ કેવી મહાન્ પ્રતિજ્ઞા ! તો મારી પણ પ્રતિજ્ઞા સાંભળો. હું જીવ આપીશ, પણ સતિત્વ નહિ આપું.

નાર૦ આ શું ! ફરી પાછી રકઝક કરવા માંડી ? આવ.

વિનો૦ અરે કોઇ છે ?—બચાવો—બચાવો—

નાર૦ કોઇ નથી—જો, હવે વધારે ચાળા જવા દે. આવ. [ગળામાં હાથ નાખે છે ]

વિનો૦ દૂર ખસ—(ધક્કો મારી આઘે નાખી દે છે.)

નાર૦ ઓહ !—તો હવે લેતી જા—[ છરો કાઢે છે ] જૂએ છે ?

વિનો૦ માર. મારી નાખ.

નાર૦ ના. એમ નહિ કર, એ કરવા નથી આવ્યો. ( છરો મૂકી દે છે ) મારા હાથ-સાબુત છે.—ચાલ. ( જોરથી હાથ પકડે છે )

વિનો૦ કોઇ ન આવ્યુ ? મે સાભળ્યુ છે અને વાંચ્યુ છે કે વિપત્તિના સમયમાં જો કોઇ બચાવવા નથી આવતું, તો પ્રભુ આવી, સ્ત્રીના ધર્મની રક્ષા કરે છે. મને દેવે પણ ભૂલી દીધી–મારૂં કોઇ નથી.

નાર૦ કેમ-હું તો છું;

વિનો૦ (ઉતાવળે) હાં તમે છો ? હવે ભય નથી, તમે છો, હુ તમારી પશુ-પ્રવૃત્તિ વિરૂદ્ધ-તમારી જ દૈવી વૃત્તિનો આશ્રય ઇચ્છુ છું. મારો જીવ સુખે લ્યો, પણ ટેક રહેવા દો. હું તમારા અત્યાચાર વિરૂદ્ધ, તમારાં જ ધર્મ અને મનુષ્યત્વની પાસે આશ્રય રૂપી ભીખ માગું છું. જીવ લ્યો—ટેક રહેવા દો. તમારી વિરૂદ્ધ આવી તમે જ મને સાહ્ય કરો.

નાર૦ હું ?

વિનો૦ હા તમે-આજ તમારા મનુષ્યત્વ રૂપી કિલ્લામાં મેં આશ્રય લીધો છે. જોઉં, કે તમે આજે કેવી રીતે અહીંથી

ખસેડો છો. હારેલો-પિડા પામતો માણસ પોતાના મહાન દુસ્મનના કિલ્લામાં જઇ આશ્રય મેળવે છે; જ્યારે તે કિલ્લો પણ તૂટીને પડી જાય છે; ત્યારે તે ઘોર જંગલમાં જઇ છુપાય છે, પરંતુ જ્યારે તે વન પણ તેની રક્ષા નથી કરી શકતું અને વિજયી પુરુષ જ્યારે તે પોતાના શત્રુને માતાની ગોદમાંથી ખેંચી લાવી તેની છાતીમાં પ્રતિહિંસાની છરી ભોકવા ઇચ્છે છે-ત્યારે તે નિર્બળ મનુષ્યનો છેવટ આશ્રય-છેવટ દુર્ગ-વિજયીનું મનુષ્યત્વ બને છે. ઘુંટણ ટેકવીને, આંખોમા અશ્રુ લાવીને, માથુ નમાવીને, હાથ જોડીને જ્યારે બંદીવાન વિજયી માણસની પાસે ક્ષમાની ભીક્ષા માગે છે, ત્યારે તેની સામે ઉભેલા વિજયી માણસના હાથમાંની મજબુત મુઠ્ઠીથી પકડેલી છરી આપોઆપ પડી જાય છે, તેની લાલચોળ આંખોમા અશ્રુ ભરાઇ આવે છે, તેની આંખોમા સળગતી નર્ક રૂપી આગ બુઝાઇ જાય છે: પછી તેની શી તાકાત, કે તે કેદીનો વાળ પણ વાંકો કરી શકે, તેજ કિલ્લાનો ( બેસી હાથ જોડીને ) હું પણ આશ્રય લઉં છું. લોઢાના દુર્ગથી પણ દૃઢ, તીર્થથી પણ પવિત્ર, મનુષ્ય લોકનું સ્વર્ગ આજે તમારૂં મનુષ્યત્વ છે. તે કિલ્લો છે, તેનો-તમારા માનવ હૃદયનો-હું આશ્રય લઉ છુ. હવે તમારી ઇચ્છા હોય તેમ કરો.

નાર૦ ના-ના, તને હવે લેશ પણ ભય નથી પુત્રી ! હું ગમે તેટલો નીચ હોઇશ, પણ મનુષ્ય તો છું તારા વિચાર આટલા ઉચ્ચ છે ? આંખો આગળ સત્યનો સાક્ષાત્કાર જણાય છે. પુત્રી ! મને તારા ચરણની રજ લેવા દે. ક્ષમા કર પુત્રી !

( પડદો પડે છે. )

# અંક ચોથો

## પ્રવેશ ૧

સ્થળ—કલ્યાણજીનું ઘર.

સમય—પ્રાત:કાલ.

( કલ્યાણજી અને મોરાર. )

કલ્યા૦ ઘેરથી કાઢી મૂકી !

મોરાર૦ હા બાપુ !

કલ્યા૦ પોતાની સ્ત્રીને ચોર બનાવીને ( Somnambulism) ઉંઘ-માંથી ઊઠીને હરવા-ફરવાની ટેવથી ( Insanity ) ગાંડાપણું આવ્યું ને આમ કર્યું. સુશીલા પણ જતી રહી?

મોરાર૦ હા પિતા! તેની મા તેને કહીને નથી ગઇ ! સુશીલાને જ્યારે હકીકત માલુમ પડી કે તેના બાપે તેની માને ઘરમાંથી કાઢી મૂકી છે, ત્યારે ગુસ્સાથી તેનું મુખ લાલ થઇ ગયું. ત્યાર પછી તેણે તેના બાપને કહ્યું કે " હું પણ જાઉછું બાપુ!"

કલ્યા૦ દયાળજી શું બોલ્યા ?

મોરાર૦ કાંઈ બોલ્યા નહિ.

કલ્યા૦ એ સુશીલા પણ વિચિત્ર બાળકી છે ! મનની સ્વતંત્ર છે ! આ બધું અંગ્રેજી શિક્ષણનું પરિણામ છે !

મોરાર૦ ભણેલી ગણેલી સ્ત્રી શું મનથી સ્વચ્છંદી બને છે ?

કલ્યા૦ જણાય છે તો એવું.

મોરાર૦ વિલાયતની સ્ત્રીઓ ( Ladi› ) તો—

કલ્યા૦ વિલાયતની વાત મા કર. મોરાર ! તે પાંચસો વર્ષથી શિક્ષણ મેળવતી આવી છે–શિક્ષણ તો તેમનું સ્વાભાવિક કર્તવ્ય થઈ પડ્યું છે. બધા જૂએ છે કે ત્યાંની દરેક સ્ત્રીઓ ભણેલી હોય છે. ત્યાં કોઇને વિશેષ ગર્વ કરવાને કારણ હોતું નથી. તેથી કરીને તે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત થતાં ઘણી નમ્ર બને છે. પરંતુ જો ભારતવર્ષમાં બી. એ. પાસ થઇ, તો તો છોકરીઓ ધરતી પર પગ નથી મુકતી.

મોરાર૦ આપ શું સુશીલાની નિંદા કરો છો ?

કલ્યા૦ થોડી તો જરૂર કરૂં છું. પુત્ર ! વડિલો પર પ્રેમ–ભક્તિ રાખવી, તે સ્વાભાવિક ગુણ છે. જે છોકરી મા–બાપનું કહ્યું નથી માનતી, તેનું ભવિષ્યમાં સારૂં નથી થતું.

મોરાર૦ આપણા દેશમાં પણ શું એવી, બાપનું કહ્યું ન માનનારી પુત્રીઓ પેદા નથી થઇ ?

કલ્યા૦ કોણ થઇ છે ?

મોરાર૦ સતી શિરોમણી સાવિત્રીને યાદ કરો. આજ પણ ઘેરે ઘેર હિંદુ સ્ત્રીઓ તેની પૂજા કરે છે, ને વ્રત રાખે છે.

કલ્યા૦ સાવિત્રીને પણ પોતાની હઠનું ફળ ભોગવવું પડ્યું હતું. એક વર્ષ પછી તે વિધવા બની હતી. પરંતુ તેનામાં ચારિત્ર્ય-બળ હતું, તેથી કરીને તે વિપત્તિને વટાવી ગઇ. આજકાલની છોકરીઓ સાવિત્રી જેવી હઠ ધરાવે છે પણ તેવુ ચરિત્ર-બળ નથી ધરાવતી.

મોરાર૦ આપની પાસે તેનું કોઇ પ્રમાણ છે ?

કલ્યા૦ તું સુશીલાને માટે શું સમજે છે ?

મોરાર૦ હું સમજું છું કે સુશિલામાં તે ચરિત્ર-બળ છે.

કલ્યા૦ ( હસીને ) જોઇ લઇશું. તેની મા કયાં ગઇ છે–કંઇ જાણે છે ?

મોરાર૦ કોઇ પણ જાણતું નથી, કે કયાં ગઇ છે.

કલ્યા૦ કંઇ સમજમાં આવતું નથી. હવે દયાળજી કોઇપણ બાબતમાં મારી સલાહ પૂછતા નથી, મને બીક રહે છે, કે જરૂર તે મને જોઇને ખીજાશે–તે છતાં એક વખત તેમની પાસે જાઉં.



## પ્રવેશ ૨.

**સ્થળ**—સ્નાનઘાટ.

**સમય**—સવાર.

[ હીરૂ, મનુ, શંકર અને નાનુ ગીત ગાય છે. ]

( ગાયન )

ઐસે પાપી નર હોવેંગે કલજુગમેં:
પઘડી બાંધે પેંચ સવારે, ઠુમક ઠુમક પાઉ દેંગે;
ગલીયો કે બીચ ફીરે બા'વરે-નાર પરાઇ પાપી તકત ફીરેંગે—કલ૦

ભૂખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે;
સાલા સસરા રોજ જમાવે, ભાઇઓસે પાપી રોજ લડેંગે—કલ૦

માત બ્હેનકુ કછુ ન માને, મનમેં ન પાપ ધરેંગે;
જબ રાજકો દંડ પડેગો, રોક રૂપૈયા ગીન ગીન દેંગે—કલ૦

લાલ સ્થંભ લોહેકા ધખાઇ, ઉસકી સાથ બધેંગે;
'તુલસીદાસ' ભજો ભગવાના, પાપ પૂણ્ય દોનો સંગ ચલેંગે—કલ૦

હીરૂ૦ અરે ભાઈ અમારા મહાપ્રભુનો હવે પત્તો નથી લાગતો !

મનુ૦ પત્તો નથી લાગતો ! શું સ્થિતિ હશે ?

શંકર૦ પ્રભુની સ્થિતિ કાંઇ વિષમ જણાય છે !

નાનુ૦ હે પ્રભુ ! તમે ભક્તોને છોડીને ક્યાં ગયા ?

હીરૂ૦ અહાહા ! નાનુની આંખમાંથી અશ્રુની ધારા વહે છે ને !

નાનુ૦ પ્રભુએ મને એક નોકરીએ વળગાડી આપવા કહ્યું હતું, ભાઇ! –હાય પ્રભુ તમે ક્યાં ગયા !

હીરૂ૦ અરેરે ! બિચારા—

મનુ૦ એકદમ નિરાશ ન થતો નાનુ !

નાનુ૦ ના, હવે તો પ્રભુને એક વખત રસ્તામાં મળું, તો બતાવી દઉં.

શંકર૦ કેમ, શું કરશે ?

નાનુ૦ એ લાત જ લગાવી દઉં.

હીરૂ૦ કેમજી—એમ કેમ ?

નાનુ૦ આટલી ખુશામત કરી–બધી નિષ્ફળ ગઇ!

મનુ૦ અરે ભાઈ! ગભરાય છે શું કરવા?–પ્રભુ જરૂર ભક્તોના મનોરથો પૂરા કરશે.

શંકર૦ હા, હા, પ્રભુની લીલા કોણ સમજી શકે છે!

[ ખૂશ થતા વસનજીનું આવવું. ]

**વસનજી૦** હા: હા: હા: !

**મનુ૦** કેમ વસનજી ! હસો છો કેમ ?

**વસન૦** ચૂપ રહો !—મને હસવા દો—હા: ! હા: ! હા:,

**શંકર૦** થયું છે શું વસનજીભાઇ !

**વસન૦** બાપુ ! રોકો નહિ—કહું છું !—રસ્તો સરકારી છે. હસવા દો. હિ: હિ: હિ:

**નાનુ૦** પરંતુ આ પ્રમાણે—

**વસન૦** ચૂપ રહો—

ભાઇ ! શામાટે મીજાજમાં આવી ખાલી ગાળો ખાઓ છો ? મેં નિશ્ચય કર્યો છે કે ગાળો નહિ આપું. પરંતુ તમને જોઇ, ગાળો આપ્યા વિના નથી રહેવાતું.

**નાનુ૦** પરંતુ વસનજી ! અમે અમારો મત બદલી નાખ્યો છે.

**વસન૦** બદલી દીધો શું ! તમારો—અરે મત—ફરી પાછો. બાપુ ! જાઓ—કહું છું કે—રકઝક ના કરો.—હા:, હા:, હા: ! હમણાંજ જેલમાં મોકલું છું. બેટાજી જેલમાં ચાલ્યા. અરે, ધિનતા ધિના, તાકટતિના, ઓરે, ધિનતા ધિના, તિરકિટિ તિના—( નાચે છે. )

**મનુ૦** આ શું વસનજી! નાચવા લાગ્યા !

**વસન૦** અરે ધિનતા ધિના—અરે તાકિટ તિના. બેટાજી હવે જેલમાં ચાલ્યા. અરે—

**શંકર૦** કોણ જેલમાં ચાલ્યું ?

વસન૦ બીજો કોણ ? તેજ હરામજાદો, પીપળ પરનો ભુત ! નરાધમ --તેજ !--ફરી ગાળો મોઢામાંથી નીકળી ગઇ. વસન ! સારો બન સારો. ગાળો ન દે. સારા માણસ જેવી ભાષામાં બોલતાં શીખ.--ભાઇઓ ! જેલમાં ચાલ્યા શ્રીયુતશ્રી વલ્લભાચાર્ય અનુયાયી વલ્લભજી મહાશય !--જેલમાં ચાલ્યા.સમજ્યા ?

નાનુ૦ જેલમાં !

વસન૦ હા, હા, જેલમાં--જેલમાં ! જેલમાં--કારાગૃહમાં. તેમના જવાથી જરૂર તે જગાનું માહાત્મ્ય વધી જવાનું. મૂર્ખ, હા: હા: હા: !

નાનુ૦ શું ! શું ! શું !

વસન૦ ના, હમણાં નહિ કહું !-- પણ જેલમાં જતા પહેલાં મારા હાથથી બે થપ્પડ ન મારી શકયો--હવે એ બાબતનો પસ્તાવો થાય છે. ઓહો ! મોટું દુ:ખ--અત્યંત પસ્તાવો થાય છે. બહુ દુ:ખ લાગે છે, પણ અહીં બહુ મઝા પડશે ! હા:, હા:, હા:--

નાનુ૦ શી મઝા ?

વસન૦ ઓહો ! કહી નાખું,--પણ કહેવાની તો બંધી કરી છે !

મનુ૦ કોણે ?

વસન૦ કહી નાખું--ના, નહિ કહું. ભલે સાંભળો--હવે હાથમાં પ્રમાણ સરસ આવ્યું છે ! પૂર્ણ સાબીતી મળી ગઈ છે, ચાલ્યો, જરા બીજું હોત તો કહી નાખત. એમાં શું.

શંકર૦ ત્યારે કહી નાખશો તો શું થશે ?

વસન૦ એતો ઠીક છે; કહી નાખું તો કંઇ નથી ! હવે બેટાજી મઝા માણશે. છેવટે ટરચો નારણજી—આવ્યો ! જણાય છે, કે કહી નાખ્યું !—ના—નહિં કહું. કોઇ દિવસ નહિ કહું.

શંકર૦ કેમ ?

વસન૦ પરંતુ વાત છુપાવી રાખવી વસમી છે.

મનુ૦ કહી નાખોને !

વસન૦ ઓહો ! બહુ મઝા પડશે ! હાઃ, હાઃ, હાઃ—નારણજી ! ઓહોરે કેવી મઝા છે—મજુસની અંદર !—ઓહો ! હો, હો, હો, ઓ બાપરે ! કેવી મઝા પડશે !

નાનુ૦ ખરેખર મઝા પડશે—કેમ ?

વસન૦ કહી નાખું ? અરે બાપરે ! વાત જાણે પેટમાંથી નીકળી પડે છે—હવે નથી રોકાતી ! ઓ બાપરે ! પેટ ફાટયું ! મર્યો ! કેવી મઝા પડશે !

સર્વ૦ શું—શું—શું થશે ?

વસન૦ ઓહ, હુઃ, હુઃ, હુઃ, હુ ! છિઃ, છિઃ, છી !—આતો બહુ મુસ્કેલ થયું. જાણોછો—વાત શી છે ? દસ્તાવેજ—સાક્ષી સર્વ તૈયાર છે ! મજુસમાં—હાઃ, હાઃ, હાઃ,—હોઃ, હોઃ, હોઃ—ઓ. બાપરે ! હવે નથી રોકી શકાતી !

હીરૂ૦ અરે સાહેબ, હું પૂછુંછું, બીના શી છે ?

વસન૦ કહી નાખું ? વાત એવી છે,—પણ રોકાણ કર્યું છે ભાઇ!

શંકર૦ મના કરી હશે.

વસન૦ હવે બેટાજી જેલની સ્હેલ કરવા ચાલ્યા—એ લો, કહી નાખ્યું એમાં શું !

હીરૂ૦ કહી નાખોને !

વસન૦ ના, નાશી જાઉં; નહિ તો નિશ્ચય કહી નાખીશ !—કહી નાખ્યું, હવે બેટાજી—ઓ બાપ ! ( નાસી ઉભો રહે છે )

નાનુ૦ ગાંડા બની ગયા છો કે શું ?

હીરૂ૦ નાજી, માણસ સારા છે.

મનુ૦ જેલમાં જઇ આવ્યા છે ને.

શંકર૦ ગાંડા નથી ? ભાઇ !

નાનુ૦ પણ પ્રભુ—

હીરૂ૦ છટ તારા પ્રભુની—હવે સારો નથી લાગતો—ચાલો જલદી.

મનુ૦ બે હાથ ભેગા કર્યા વિના ?

શંકર૦ તે તો સારૂં નહિ—બે હાથ ભેગા કર્યા વિના ચાલ્યા જવું સારૂં નહિ.

હરિ૦ તો ચાલો ત્યારે એમ કરીએ. ચાલો—ચાલો.

( સર્વેનું જવું. )



## પ્રવેશ ૩.

**સ્થળ**—મહાદેવનું દેવળ.

**સમય**—સંધ્યાકાલ.

[ સુશીલા અને વિનોદિની. ]

**વિનો૦** ઘર છોડી ચાલી આવી ! તેં આ શું કર્યું !

**સુશી૦** મારા માટે ઘર નથી; હું નિરાશ્રીત છું.

**વિનો૦** ક્યાં જશે ?

**સુશી૦** તે જાણુતી નથી.

**વિનો૦** પાછી વળ.

**સુશી૦** ક્યાં ?

**વિનો૦** પિતાને ઘેર ચાલ.

**સુશી૦** ત્યાં મારે માટે સ્થાન નથી.

**વિનો૦** કેમ ? તે પિતા છે.

સુશી૰ તેમણે મારી માને મારી કાઢી મૂકી છે. તેમના ઘરમાં હું–તે માની જણી હોવા છતાં–જઇશ !' એમાં કેવળ એમનો દોષ શો ? બહુ પુરાણા વૈદિકકાળથી–માન્ધાતાના વખતથી, પેઢીઓની પેઢીથી, પુરુષોના હાથે સ્ત્રીજાતિનાં અપમાન થતાં આવ્યાં છે. પિતાને જ શા માટે દોષ આપું ?

વિનો૰ આ શું બોલે છે બ્હેન ! તે તો આપણને ખાવા–પીવાનું આપે છે !

સુશી૰ એ પુરુષોનો ભારે ઉપકાર છે ! બે રોટલી ખાવા આપે છે–તેથી આવડો અહંકાર છે ! એ પુરુષજાતિના બારણે બે મુઠી અનાજ માટે ભિખારી બની–નારીને રહેવું–શરમ પણ નથી આવતી !

વિનો૰ બ્હેન આ તારી કેવી સમજ ?–છટ ! ચાલ, ઘેર પાછી ચાલ. તને શોધવાને માટે ચારે બાજુ માણસો દોડયા કરે છે. જો, હું પણ તારી શોધમાં દોડતી આવી છું.

સુશી૰ શા માટે દોડી આવી ?

વિનો૰ તને સમજાવવા મોરાર મારફત સમાચાર જાણ્યા, કે તું અહીં છે; એથી મોરારને સાથે લેઇ અહીં આવી છું. હું તારી મોટી બ્હેન છું–મારી વાત સાંભળ, ઘેર પાછી ચાલ. સ્ત્રીજાતિને આટલું ઉદ્ધત થવું નથી છાજતું–સ્ત્રી કમજોર છે, અજ્ઞાન છે—

સુશી૰ એથી મરદો તેને લાતો મારે !–એટલો અભિમાન ! હું જોઉં છું કે સ્ત્રી પણ મનુષ્ય છે. બે વખત બે મુઠી અનાજને માટે લાચાર બની પુરુષના ઓટલે પડી રહેવાની હું લેશ જરૂર જોતી નથી.

વિનો૦ તું નાનપણમાં તો આવી ન્હોતી. પિતાનો દરજ્જો ઉચ્ચ છે. મેં સાંભળ્યું છે, શાસ્ત્રમાં લખ્યું છે કે પિતા પ્રસન્ન થવાથી સર્વ દેવો પ્રસન્ન થાય છે. **पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्वदेवताः**

સુશી૦ હું શાસ્ત્રવચનોને માનતી નથી–તને હજાર વખત કહી દીધું છે. હું પિતા પર ભક્તિભાવ રાખું છું–એ મારી સ્વાભાવિક ફરજ છે, પરંતુ જો તે કન્યાને લાત મારી કાઢી મૂકે–દીકરીની માને મારે–તો કન્યામાં પણ કંઇ આત્માભિમાન છે, મનુષ્યત્વ છે.

વિનો૦ આ બધા સુધરેલાંના ઢંગ છે. પિતા ચાહે તેમ કરે, તે પિતા છે–શ્રદ્ધાને પાત્ર છે.

સુશી૦ મને તેમના પર અશ્રદ્ધા નથી. તેમણે મને લાત મારી, તે છાતીમાની વેઠી લીધી. પરંતુ મારી માને મારે તે સાંખી શકું નહિ, ને માફ પણ ન કરૂં. હું તેમને ભારરૂપ બની, શ્રાપયુક્ત બની–તેમના ગળાની ફાંસી બની–તેમના ઘરમાં રહેવા નથી ઇચ્છતી.

વિનો૦ તેમના ઘરમાં રહેવાની જરૂર નથી. મોરારજી સાથે લગ્ન કરી લે.

સુશી૦ ના.

વિનો૦ કેમ ?

સુશી૦ હું તેની સાથે વિવાહ કરવા નથી ઇચ્છતી.

વિનો૦ નહિ પરણે ?

સુશી૦ ના.

વિનો૦ પછી શું કરશે ?

સુશી૦ બ્રહ્મચર્ય પાળીશ.

વિનો૦ પાળી શકશે ?

સુશી૦ કેમ નહિ પાળી શકું ? તું પાળી શકે છે–મારાથી નહિ પળાય !

વિનો૦ પરંતુ સમાજ—

સુશી૦ સમાજ લોહી તરસ્યો પશુવ્યાઘ્ર છે–તેના નિયમો હું નથી માનવાની.

વિનો૦ માન કે ન માન. પરણ કે ન પરણ, પણ ઘેર પાછી વળ.

સુશી૦ ના. મોટી બ્હેન ! તું મને સારી રીતે ઓળખે છે. હું દરેક કામ મારા મન પ્રમાણે ધાર્યું જ કરૂં છું. કોઇનું માનતી નથી.

વિનો૦ ઘેર નહિ પાછી આવે ?

સુશી૦ ના. જે ઘરમાં માતા માટે સ્થાન નથી, ત્યાં તેની પુત્રી માટે પણ સ્થાન નથી. તું પાછી જા–ચાર રોટલી ખા અને સુખથી જીવન વ્યતિત કર–મારાથી તેમ નહિ બને.

વિનો૦ હું વધારે બીજું શું કહી શકું, બ્હેન, મોરાર જરૂર સમજાવત (સુશીલા મનમાં હસે છે)–પણ મોરાર તને એક વખત પણ મળવા રાજી નથી.–તે મને અહીં મૂકી પોતે એકલા ફરવા માટે નદી કિનારે ચાલ્યા ગયા. તારા આવા કડક મિજાજથી, તેમને પણ એટલા નારાજ કરેલા છે.

સુશી૦ બધા દોષ મારા જ છે ને !–વારૂ કહે જા.

વિનો૦ તું ઘેર આવીને નહિ જાય ?

સુશી૦ ના.

વિનો૦ તો ક્યાં જશે ?

સુશી૦ ચૂલામાં—

વિનો૦ મને પણ કહેવામાં સંકટ આવી પડનાર છે ? ( ગળગળી થતાં ) સુશીલા, બહેન, તું ચીઢાય છે શા માટે ? મારી સાથે તારો આ વ્યવહાર ઘટિત છે ? જે તારી મા હતી, તે જ મારી હતી. આપણે એક માની જણીયો છીએ—પરંતુ બહેન, પિતાનું મગજ બગડી ગયું છે, આપણો સ્ત્રી જન્મ સહેવાને માટે છે, ઇશ્વરનું એ નિર્માણ છે. તો સર્વ સહી લેવું.

સુશી૦ ઇશ્વરે સ્ત્રીને દુર્બળ બનાવી છે, તો તેણે પુરુષના હૃદયમાં દુર્બળને માટે દયા અને સહાનુભૂતિ આપી છે. ઇશ્વરે માણસને પશુ પેઠે એકલા હાથ પગ નથી આપ્યા. વિવેક આપ્યો છે–બુદ્ધિ આપી છે. મનુષ્યત્વ આપ્યું છે. સ્ત્રી જાતિને દુર્બળ સમજી, જે જાતિ તેને પોતાના સુખ ભોગની ચીજ સમજે છે—પોતાના માથે એક બોજા સમાન કલ્પે છે. તે જાતિને સદાને માટે પસ્તાવું પડશે; જગત્ આગળ નીચું જોવું પડશે.

વિનો૦ પરંતુ—

સુશી૦ મોટી બ્હેન, જાઓ જીદ ન કરો. મારી ચિંતા ન કરો. ઘેર પાછાં વળો–મારી રક્ષા હું પોતે કરી શકીશ. આમ જો. (તમંચો બતાવે છે, જોઇ વિનોદીની કંપે છે) જા. જા. બ્હેન! પિતાને કહે જે કે તમારી સુશીલા સ્વતંત્ર મનની છે, મને માફ કરે. જો પિતાએ મને અંગ્રેજી શિક્ષણ આપ્યું છે, અંગ્રેજી મહા કવિઓ અને લેખકોના વિચારો આપ્યા છે, તો પછી તે વિચારોને આચારમાં મૂકતાં રોકવાનો પિતાને શો હક્ક છે?

વિનો૦ બ્હેન, હું ફરી નિરાશ થાઉછું. મને ભય જણાય છે; તું દુ:ખી થશે—અરેરે, વધુ શું કરૂં ને શું કહું?

[ચિંતા સાથે જવું.]

સુશીલા૦ ઘેર પાછી તો નહિ જ ફરૂં. મારો નિશ્ચય છે. ગમે તેમ થાય, પણ પુરુષની પરતંત્રતા નહિ સ્વીકારૂં. (જવું)

[ચોરોનું આવવું.]

પહેલો ચોર૦ આજ કાલ ધંધો મંદ છે.

બીજો ચોર૦ લાગે છે, કે આ ધંધો છોડવો પડશે.

ત્રીજો ચોર૦ અત્યારસુધી નિર્ભયપણે, સામાને ખબર આપીને લૂંટતા હતા, કોઇ રોકનાર મળે નહિ પણ અત્યારે—

ચોથો ચોર૦ અત્યારે તો ચોપાસ પોલિસો ફરતા હોય છે, પછી ધંધો કેમ ચાલે?

સરદાર૦ આ ધંધો છોડી દો એટલે પત્યું.

બીજો૦ માથા પર તરવાર ઝઝૂમે છે અને પાછળ ફાંસી તૈયાર હોય છે—ફસાવાની વાર. એ સ્થિતિમાં શી રીતે રોજી ચાલે?

ત્રીજો૦ હવે તો પેટ પણ ભરાતું નથી.

પહેલો૦ બે મહિનાથી ભટકીએ છીએ, પણ કંઇ હાથ લાગતું નથી. રોજી ધૂળમાં મળી ગઇ.

સરદાર૦ છોડી દો, છોડી દો.

પહેલો૦ નહિ છોડીયે તો કરીશું શું?

ત્રીજો૦ છેવટે ખેતી! સરદાર, તમારી શી સલાહ છે?

બીજો૦ આવો સરસ ધંધો છોડી શું અમે હવે મજૂરનાં કામ કરીશું– અમારા હાથે અપમાનીત બનીશું અને છેવટ હળ હાંકીશું?

સરદાર૦ હળ નહિ હાંકો, તો પોલિસ તમને તેમ કરવાની ફરજ પાડશે.

પહેલો૦ (સામે જોઇને) સામે કોઈ સ્ત્રી જતી જણાય છે.

બીજો૦ હા, કોઈ ગૃહસ્થની સ્ત્રી લાગે છે.

ત્રીજો૦ પણ લાગે છે એકલી!

ચોથો૦ દાગીનાથી સજેલી છે.

બધા૦ સરદાર! તેને લૂંટીશું ને?

સરદાર૦ ના, તેમ ન કરો. હું નાસી જઈશ.

પહેલો૦ નાસી જશો? સ્ત્રીને જોઇને દાંડે પડશો?

**સરદાર૦** શું કરું ભાઇ? સ્ત્રી જોઇને મારાં હથિયાર હાથમાંથી પડવા લાગે છે. હું નહિ આવું.

**બીજો૦** તમારા સિવાય તે ચાલે?

**સરદાર૦** સારી રીતે ચાલશે.

**ત્રીજો૦** ચાલો, સરદાર, શિકાર આવ્યો–ચાલો.

**સરદાર૦** ના, સ્ત્રી જાતિને લૂંટવા હું નહિ આવું.

**ચોથો૦** ચાલો, ચાલો, ( સરદારનો હાથ ખેંચે છે )

**સરદાર૦** ભલે ચાલો, પણ હું આંખો બંધ રાખીશ. જોઇશ નહિ. કાનમાં આંગળીઓ રાખીશ. તેનો અવાજ નહિ સાંભળું. સ્ત્રી શરીરને હાથ નહિ અડકાડું. તે કામ તમારે કરવું પડશે.

**ચોથો૦** ઠીક છે, તમે સ્ત્રીથી ડરો છો.

**સરદાર૦** ભાઇ કોણ જાણે આમ કેમ થાય છે? વીસ-બાવીસ યુવાનોનાં ખૂન કર્યા તેમનાં હાડકાં ય શોધ્યાં ન જડે. ઉભા ઉભા તેમના તડફડાટ જોયા છે. પણ આ સ્ત્રી જાતિનાં શરીર ભગવાને કેવાં કોમળ બનાવ્યાં છે? હાથ અડકાડતાં હાથ કંપે છે. હાથમાંથી હથિયાર છૂટી જાય છે.

**ત્રીજો૦** કેમ રોકાયા? પોકો મૂકીને રડો.

**સરદાર૦** મનમાં થાય છે કે રડું, પણ રડાતું નથી. તેને મેં લાત મારી હતી, તેથી તે મરી ગઇ. લાત વાગવા છતાં તે ન કંઇ બોલી કે રડી–મારી સામે એકી ટસે જોઇ રહી હતી. થોડીવારમાં જીવ ચાલ્યો ગયો.

બીજો૦ જ્યારથી તે સ્ત્રી મરી ગઇ છે, ત્યારથી આપણા સરદારની આ દશા બની છે, પહેલાં કેવો જુસ્સો અને ઉત્સાહ હતો ?

પહેલો૦ ચાલો, ચાલો, વાર ન કરો. શિકાર હાથમાંથી જશે.

[ સર્વનું જવું ]

( નેપથ્યમાંથી સુશીલા )—બચાવો, બચાવો.

[ થોડીવારે ચોરો સુશીલાને પકડીને લાવે છે. ]

સુશીલા૦ તમે કોણ છો ?

સરદાર૦ બહેન, તે જાણીને શું કરીશ ?

સુશીલા૦ તમે ચોર, લૂંટારા છો ?

સરદાર૦ સાચી વાત. જાણી ગઇ.

સુશી૦ આ લો, મારી પાસે જે હોય તે લઇ લો. મને છોડી દો.

( હાથનાં કડાં આપે છે. )

સરદાર૦ ઘરેણાં ના ઉતાર. તારી પાસે રૂપિયા હોય તો આપ.

સુશી૦ આ લો. ( નોટો આપે છે. )

સરદાર૦ ( સાથીઓને ) છોડી દો આ બહેનને.

પહેલો૦ આ શું ? હજી તો તેની પાસે બહુ છે.

સુશી૦ હવે નથી.

બીજો૦ વાહ મારી ડાહી ડમરી !—લાવ જોઉં તો—( સાડી ખેંચે છે )

સરદાર૦ આ શું ! છોડી દો, જવા દો.

ત્રીજો૦ જૂઓ, હવે કાંઇ છે કે નહિ.

સુશી૦ હવે કંઇ નથી, ઈશ્વર સાક્ષી છે.

(સરદાર પાછો ફરી ઉભો રહે છે.)

સુશી૦ મને છોડો, બચાવો.—

ચોથો૦ હમણાં જ છોડું છું (પકડે છે)

સુશી૦ બચાવો, બચાવો.—(સરદારના પગમાં પડે છે)

સર૦ (ગુસ્સે થઇ છલંગ મારી) છોડો. નહિ તો આ છરો—
(છરો કાઢે છે)

ચાર લોકો૦ ખબરદાર, ચૂપ રહો.

સુશી૦ બચાવો, બચાવો.—

[મોરારજીનું આવવું]

મોરાર૦ ખબરદાર.

સરદાર૦ કોણ, પુરુષ છે ! બસ. ભાઇઓ, હવે હું તમારો સાથી છું.
(છરો કાઢે છે)

મોરાર૦ ખબરદાર. (તમંચો તાકે છે)

સર૦ અરે વાહ ! (મોરારને છરો મારે છે.)

[મોરાર તમંચો ફોડે છે. સરદાર ઘાયલ થઇ પટકાય છે. ચોરો નાસી જાય છે.]

સર૦ માફ કરજે બહેન ! લડયો, પટકાયો. એનું દુઃખ નથી. જો આ તમંચો મારી પાસે હોત ! હવે એ વાતમાં માલ શો ! મરદ સાથે લડયો, ને મર્યો—બસ—રામ ! (મરણ પામે છે)

મોરાર૦ અરે રે ! ( બેઠો થઇ ઘાને દાબી રાખે છે ) ઘેર જા. સુશીલા ! ચાલ પહોંચાડવા આવું. ( ઉઠવા જાય છે, પણ પડી જાય છે ) ઘેર જા.

સુશી૦ ક્યાં ઘા થયો છે ? ( જોઇને ) આ-મોરાર !

મોરાર૦ તું ઘેર જા.

સુશી૦ તમને એકલા મૂકીને જઇશ ?-મોરાર હું સ્ત્રી છું, પણ મનુષ્યતો છું જ. જોઉં-ક્યાં વાગ્યું છે ? (જોઇને પોતાની સાડી ફાડી પાટો બાંધે છે. )

મોરાર૦ તું ઘેર પાછી વળ.

સુશી૦ તમને છોડીને નહિ જાઉં.

મોરાર૦ કહું છું-જા—લે, પેલા વસનજી કાકા આવ્યા.

( વસનજીનું આવવું. )

વસન૦ આ બધું શું !

મોરાર૦ સુશીલાને લઇ જાઓ.

વસન૦ કેમ ? આ શું ? આ કોણ ? તું કેમ પડયો છે ? સુશીલા ! તું અહીંયાં ક્યાંથી ?

મોરાર૦ અહીં યુદ્ધ જામ્યું હતું. સુશીલાને લઇ જાઓ, પોલિસ આવી પહોંચશે.

વસન૦ ભલે આવે, તેનો ડર શો છે ?

મોરાર૦ ખૂન થયું છે, પોલિસ આ કેસમાં સુશીલાને સંડોવશે. જૂઓ પોલિસ આવી–જાઓ જલદી.

વસન૦ પણ ખૂન કોણે કર્યું ?

મોરાર૦ મેં.

વસન૦ તેં ?

મોરાર૦ હા મેં !

સુશી૦ ના વસન કાકા ! મેં ખૂન કર્યું છે–આ તમંચાથી.

વસન૦ અશક્ય છે ! સમજણ નથી પડતી, કે કોણે ખૂન કર્યું છે. તમારામાંથી કોઇએ ખૂન કર્યું હોય એવું લાગતું નથી. હું એ વિચાર પણ કરવા ઇચ્છતો નથી. જે અશક્ય છે તેનો વિચાર શો ?

મોરાર૦ ના કાકા સાહેબ ! ખરી વાત એ છે, કે ખૂન મેં કર્યું છે. ચોરના હાથથી સુશીલાને બચાવવા મેં સરદારનું ખૂન કર્યું છે. એ શિક્ષાને માટે મને ફાંસી થવી જોઇએ—

વસન૦ ફાંસી થાવ ! ત્યારે તો ચોક્કસ એ કે આ ખૂન મેં કર્યું છે, ફાંસીએ ચઢવાનો મને શોખ છે ! તારાથી નહિ બને. આ ખૂન મેં કર્યું છે.

મોરાર૦ આ શું કહો છો વસન કાકા ! સુશીલાને લઈ જાઓ.

સુશી૦ હું નથી જવાની.

મોરાર૦ ત્યારે તને પણ આ કેસમાં સંડોવશે.

સુશી૦ ગમે તેમ થાય.

વસન૦ ખરી વાત. દીકરી સુશીલા!–ચાલ હું તને ઘેર પહોંચાડું. પણ યાદ રાખજે મોરારજી! આ ખૂન મેં કર્યું છે. ચાલ બેટા, તું જલદી ચાલ—

સુશી૦ મારી રક્ષા કરનારને છોડી, હું એક પગલું આગળ ભરનાર નથી.

મોરાર૦ જેલમાં જઇશ.

સુશી૦ ભલે.

મોરાર૦ હું કહું છું–ઘેર જા.

વસન૦ બેટા, ચાલ.

સુશી૦ કદી નહિ બને.

વસન૦ આ કલ્યાણજીભાઇ આવ્યા!—

( કલ્યાણજીનું આવવું. )

વસન૦ સુશીલા! આવતી નથી?

કલ્યાણ૦ જા પુત્રી! મોરારની ચિંતા લેશ નકર, જો ઇશ્વર ધર્મની પડખે હશે, તો કંઇ ભીતિ નથી.મેં સર્વ બીના દૂરથી જોઇ છે.

સુશી૦ હું નહિ જાઉં.

કલ્યાણ૦ તું શું કરશે પુત્રી?

સુશી૦ મને સમજણ પડતી નથી.

કલ્યાણ૦ પુત્રી સુશીલા! મોરાર મારો પુત્ર છે. તેની ચિંતા મને છે.

વસન૦ સાંભળ્યું નહિ ? કલ્યાણજીભાઇ કહે છે, કે મોરાર મારો પુત્ર છે, અને હું કહું છું કે તું મારી પુત્રી જેવી છે, નહિ તો તારા માટે મને આટલો સ્નેહ કયાંથી હોય!

કલ્યાણ૦ જાઓ વસનજી! સુશીલાને લઇ જાઓ.

વસન૦ ચાલ દીકરી ! મારી સાથે ચાલ.

(વસનજી સાથે સુશીલાનું જવું.)

કલ્યાણ૦ મોરાર, બહુ વાગ્યું છે ?

મોરાર૦ બહુ નથી–પેલી પોલિસ આવે!

(પોલિસનું આવવું.)

જમાદાર૦ લાશ કયાં છે?

કલ્યાણ૦ આ પડી.

જમા૦ ખૂન કોણે કર્યું ?

મોરાર૦ મેં.

જમા૦ પકડી લો. (સિપાઇ મોરારને કેદ કરે છે.)

કલ્યાણ૦ હું થાણા સુધી સાથે આવીશ. જામીન આપીશ.

જમા૦ તમે કોણ છો ?

કલ્યા૦ મોરારનો બાપ છું.

જમા૦ દિલગીરીની વાત છે, આ ખૂનનો કેસ છે !

કલ્યા૦ તેની શી ચિંતા ? કીંમતી જામીનગીરી આપીશ.

જમા૦ કેટલી આપશો ?

કલ્યા૦ એક લાખ રૂપિયાની. હું તમારી પાસેથી હમણાં છોડાવી શકત. હજાર રૂપિયા પણ ન થાત. તમે લખી નાખત. "પત્તો લાગતો નથી." પણ તેમ નહિ કરૂં. મારા પુત્રનો ન્યાય થશે, ન્યાયાસન પર મારા પુત્રને ફાંસી મળશે, તો મારા હાથે તેના ગળામાં ફાંસો નાખીશ.

જમા૦ તમે આ શું કહો છો સાહેબ ! તમે તો આ છોકરાના બાપ છો !

કલ્યા૦ નવાઇ પામો છો ?– જમાદાર સાહેબ ! મારે આ એકનો એક પુત્ર છે, પણ જો મને સો પુત્ર હોત, અને તમામને ફાંસીની સજા થઈ હોત, તો મને લેશ ખેદ ન થાત. અરે ! આવા સમયે મારી પેઠે લેશ પણ ગભરાટ સિવાય કોણ ધીરજ ધારી રહે ! આવો પુત્ર કોને હોય ? મોરાર ! બેટા ! તેં મારૂં મુખ ઉજ્વળ રાખ્યું છે. મારી આંખોમાં આંસુ છે. ભયનાં–દુઃખનાં નહિ. ગર્વનાં ! મને ધન્ય છે કે તારા જેવો પુત્ર પામ્યો ! મારા જીવનને ધન્ય છે, કે પુત્રને આવી શિક્ષા અપાવી શકયો–ચાલો જમાદાર સાહેબ !

( સર્વનું જવું. )

## અંક પાંચમો.

### પ્રવેશ. ૧

સ્થળ—દયાળજીનું ઘર.

સમય—સવાર.

[ દયાળજી અને કલ્યાણજી. ]

દયા૦ બાપદાદાનું ઘર વેચ્યું, હવે ઘરનો સામાન વેચવા વખત આવ્યો. પછી લંગોટી મારી ઠેરેઠેર ભટકીશ. હરે શંકર !

કલ્યા૦ શું કરોછો દયાળજી ! છો ?

દયા૦ કંઈ નહિ, તમે આવ્યા—આવો.

[ હરાજીનો માલ લેનારા આવે છે ]

દયા૦ હવે બીજા આવનાર છે ? આટલાથી ચાલશે. બોલો—પહેલાં આ પલંગ—શું બોલો છો ?

કલ્યા૦ આ શું કરોછો! વડિલોની મિલકત વેચાય?

દયા૦ વડિલોની મીલકત કરતાં બાપનું દેવું વધુ પવિત્ર છે–કોણ બોલે છે?

પહેલો૦ બે રૂપિયા.

બીજો૦ પાંચ રૂપિયા.

ત્રીજો૦ દશ રૂપિયા.

દયા૦ દશ રૂપિયા, એક, દશ રૂપિયા બે.

કલ્યા૦ દયાળજી! મારા સો રૂપિયા. જાઓ, તમે બધા જતા રહો. ગમે તેટલું બોલશો પણ તમામ હું જ ખરીદીશ.

દયા૦ કલ્યાણજી! તમે જતા રહો.

કલ્યા૦ કેમ જઇશ? હરાજી બોલો. હુ બોલીશ. લ્યો પેલા વલ્લભજી પધાર્યા.

[વલ્લભજી અને બીજા આવે છે.]

કલ્યા૦ તમે પણ હરાજી બોલનાર છો?

વલ્લ૦ ભાઇ, શું વડિલોની મીલકત વેચી નાખો છો?

દયા૦ હા વેચું છું ખરો– આપ બોલશોને મોટાભાઇ!

વલ્લભ૦ ચાલો, કાઢો ત્યારે પેલી ત્રિજોરી (Safe)

દયા૦ ચાલો બોલો. એક સામટો તમામ સામાન–બોલો.

વલ્લભ૦ એક સામટો.

દયા૦ એકજ વખતે-બોલો જય શંકર !

વલ્લભ૦ અરે ભાઇ સાંભળો તો ખરા—

દયા૦ ના, તમામ સામાન એકજ સ્થળે જાય તો ઠીક.

વલ્લભ૦ શું કરવું ? એમતો એમ. વડિલોનો ઘરસામન બીજે જવા દેવાય ? રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ. જયશ્રીકૃષ્ણ ! તુંજ સાચો છે.

દયા૦ બોલો મોટાભાઇ !

વલ્લભ૦ બોલું, શું કરૂં ત્યારે ? ૫૦ રૂપિયા.

પહેલો મા૦ ૧૦૦ રૂપિયા.

બીજો મા૦ ૫૦૦ રૂપિયા.

વલ્લભ૦ ૫૫૦ રૂપિયા.

પહેલો મા૦ ૬૦૦ રૂપિયા.

બીજો મા૦ ૭૦૦ રૂપિયા.

વલ્લભ૦ ૭૫૦ રૂપિયા.

કલ્યાણ૦ ૧૫૦૦ રૂપિયા.

વલ્લભ૦ ૧૭૦૦ રૂપિયા.

કલ્યાણ૦ ૪૦૦૦ રૂપિયા.

વલ્લભ૦ ૫૦૦૦ રૂપિયા.

કલ્યાણ૦ ૧૦૦૦૦ રૂપિયા.

[ લાકડી ફેરવતાં ફેરવતાં વસનજીનું આવવું. ]

વસનજી૦ વીસ હજાર રૂપિયા—હા, હા, હા, હા.

દયા૦ વસનજી!– આવો ભાઇ!

વસન૦ (લાકડી વીંઝતાં) બોલો વલ્લભજી!– આ એજ ત્રિજોરી. ચાવી ક્યાં?– વીસ હજાર. શું?—અહો! કેમ, વધો આગળ. આ ત્રિજોરી બીજાને હાથ નહિ જવા દઉં.

વલ્લભ૦ તમે લઇને શું કરશો વસનજી?

વસન૦ હું જેલ જઇ આવ્યો છું, હવે તમારો વારો—

કલ્યા૦ શી હકીકત છે?

વસનજી૦ હમણાં કહું છું. લ્યો આ નારણજી પધાર્યા—

[ નારણજીનું આવવું. ]

વસન૦ આ જ ત્રિજોરીને?

નારણ૦ હા એજ ત્રિજોરી. ચાવી ક્યાં?–દયાળજી!

દયા૦ ચાવી કેમ માગો છો?

વસન૦ ચાવી કાઢો. ચાવી. બસ બસ. ત્રિજોરી જોઇ નાખું.

દયા૦ લો (વસનજીને ચાવી આપે છે.)

વસન૦ ઉઘાડો નારણજી! (ચાવી આપે છે)

( નારણજી ત્રિજોરી ઉઘાડે છે અને વસનજી પહેરો ભરે છે અંદરથી વસીયતનામું કાઢીને ખુલ્લું કરે છે )

નારણ૦ લો, આ જ તે વસીયતનામું.

દયા૦ કયું વસીયતનામું?

નારણ૦ તમારા પિતાએ કરેલું મૂળ વસીયતનામું–વીલપત્ર.

દયા૦ તેજ આ કે?

નારણ૦ કપટી છે–એમણે કપટ કર્યું છે–મારી જાણમાં.

વસન૦ (વલ્લભજી પાસે જઇને) કેમ મહેરબાન!

(વલ્લભજી નારણજીના હાથમાંથી વીલપત્ર છીનવી લે છે. વસનજી લાકડી લઈ વચમાં પડે છે)

વસન૦ બસ કરો—

દયા૦ મોટા—

વલ્લભ૦ તમારે કામ છે કે નારણજી!

નારણ૦ હા, હા મારે કામ છે. વલ્લભ! –આશ્ચર્ય થાય છે' ઇશ્વરની કૃપાથી જે એક સમયનો પાપી હોય છે તે પૂણ્યવતો થાય છે. મને ઇશ્વરની પ્રેરણાથી સુધરવાની તક મળી છે.

વસન૦ ચાલો, ચાલો ખડીઓ કલમ લાવો.

કલ્યા૦ કેમ?

વસન૦ વાર કેમ કરો છો! આવી ઢંડાઇ કામ નહિ લાગે! તમારા ઘરમાં ખડીઓ કલમ નથી?

દયા૦ લો આ ખડીઓ કલમ.

વસન૦ હાં, સબુર કરો. (લખવા માંડે છે) પહેલાં કાચું લખાણ લખું, આ દીર્ઘ 'ઈ'–તાલવ્ય 'શ' માં 'વ' મળે– 'ર' અને 'છ' ની ઉપર એક માત્રા–લખાઇ ગયું–

"ઈશ્વર છે." હવે કોઇનો ડર નથી. ( કાગળ ભીંતે ચોઢે છે, પછી ઘુંટણે પડીને ) હે પ્રભુ ! જો ક્રોધાવેશમાં મારાથી બોલાયું હોય કે " તું નથી." તો માફ કરજે.

કલ્યાણ૦ કેવો ભલો માણુસ !

વસન૦ હું કીર્તન કરૂં.

કલ્યાણ૦ અત્યારે ગાવાનો વખત ?

વસન૦ હા, હા હવે ગાવાનો વખત ! ચાલ વસન્ત ગાવા માંડ. પણ માણુસ રહેજે.

કલ્યા૦ ના વસન ! માણુસ તો તુજ છે. તારામાં અસંખ્ય સદ્‌ગુણો ભરેલા છે. આપણો દેશ તારા જેવા ભલા આદમીથી ભર્યો હતો. જોવામાં ગાંડા જેવાં જણાતાં મનુષ્યો પ્રભુનાં ઓલીયાં હતાં, આ સમયની અંગ્રેજી શિક્ષણ પ્રણાલીમાં અધકચરૂં જ્ઞાન મેળવી શિક્ષણની વર્ણસંકરતા છવરાઈ છે. આપણા દેશનો પહેરવેશ સાદા જોડા, સાદું ધોતીયું, અંગરખું ને ટોપી કે પાઘડી, શરીર સબળ અને મન પવિત્ર એ જોતાં આવો ભાગ્યશાળી દેશ તમે ક્યાં ભાળી શકશો ?

વસન૦ "વાહ ત્રીજોરી વાહ ત્રિજોરી તારામાં સત્ય ભરેલું છે." 'અરે! વાહ એક ઘરમાં બીજું ઘર, તેમાં રમે દામોદર– આ શું ? ( નોટોનું બંડલ કાઢે છે ) આ શું ?–કેમ નારણજી !

નારણ૦ એ હું જાણુતો નથી, શું છે તે.

દયા૦ જોઉં. ( લઇને ઉઘાડે છે ) નોટો ચોરાઇ નથી શું ?– ( નોટનું બંડલ હાથમાંથી પડી જાય છે. )

કલ્યા૦ આ શું છે દયાળજી ?

દયા૦ દેવી ! ભગવતી !–[ માથે હાથી મૂકી નીચે બેસી જાય છે.] ભાઈ કલ્યાણજી ! મને અંદર લઈ જાઓ.' આંખે અંધારાં આવે છે. આ એ જ પાંચ હજારની નોટો.

( દયાળજીને પકડીને કલ્યાણજી લઇ જાય છે )

વલ્લ૦ તમારૂં જ આ કામ છે નારણજી !

નારણ૦ હા મારૂં જ કામ છે. વલ્લભજીભાઇ ! નવાઇ પામો છો ? નવાઇ જેવું તો ખરૂં. હું પાપી–એક દિનમાં સુધરી ગયો ! એ બનવા જોગ છે ? ઇશ્વરની મહેર થઈ, પ્રભુનું સહજ ઓળખાણ–છે તેવું ભાન થયું. ઇશ્વર આજ્ઞા કરે છે, કે પીડીતોની, સતીયોની રક્ષા કર. હું મહાપાપી–સુધર્યો, પણ યાદ રાખજો, કે તમારા માટે તો કોઇ સ્થળ નથી.

વસન૦ જરાય નથી.

નારણ૦ હું પાપી છું, પણ તમે ઢોંગી છો. તમે તમારાં પાપ છુપાવવા પ્રભુનાં નામ ભજો છો. માળા ફેરવો છો. તિલક તાણો છો, અને એ પવિત્ર નામ–જે ભૂખ્યાંનું ભોજન, તરસ્યાંનું પાણી, રોગીની દવા, પરદેશમાં મિત્રરૂપ અને મરણનું સાથી છે. તે નામ રસ્તે રસ્તે વેચતા ફરો છો. તેથી વધીને, તમારી દીકરી જેવી ભત્રીજીને વ્યભિચાર રૂપી અગ્નિમાં હોમવા ચુકયા નહતા.

વસન૦ કોણ ? કોની સાથે ? શા માટે ?

નારણ૦ નીચ સ્વાર્થ માટે. પાંચ હજાર રૂપિયાની લાલચે. પોતાની ભત્રીજીને વિશ્વાસમાં રાખી–ભત્રીજી કાકાનો વિશ્વાસ નહિ

કરે તો કોનો કરશે ?—મારા કામ પાશમાં ફસાવવા ચૂકયા ન હતા.

વસુન૦ ( વલ્લભજીનું ડોકું પકડી ) કેમ બેવકૂફ !—હવે તું છૂટી રહ્યો. જો વીલપત્ર એકલામાં કપટ હોત, તો છૂટી જાત. પણ આવા અધમ કામો છતાં જો તને છોડવામાં આવે તો દુનિયા પલટાઇ જાય. હું નારણને ફટકારી જેલ જઈ આવ્યો છું. હવે તારો વારો છે—ચાલ.

[ જવુ



## પ્રવેશ ૨.

**સ્થળ**—દયાળજીનો ખાનગી ઓરડો.

સમય—સાંજ

[ મોરાર અને સુશીલા ]

**મોરાર૦** તું ક્હેતી હતી ને કે નહિ પરણું !

**સુશી૦** તે મારી ભૂલ હતી. ત્યારે સમજમાં હતું કે સ્વર્ગ તે છે. પણ હવે જણાયું કે સાચું સ્વર્ગ આ છે.—અરે માનતી હતી કે સંસારમાં પ્રભુએ સ્ત્રીજાતિને પુરૂષ જાતિનો શિકાર બનાવ્યો છે.

**મોરાર૦** કેમ ?

**સુશી૦** આ સંસારરૂપ જંગલમાં સ્ત્રીઓ મુગ્ધ હરિણી પેઠે ફરે છે —અરેરે સ્ત્રીજાતિ ! તારો જન્મ દાસીપણા માટે જ છે— પહેલાં પિતાની, પછી પતિની, પછી પુત્રની—કંઇ શક્તિ નથી ત્યાં ?

મોરાર૦ શક્તિ જ નથી ? પુરુષની આંધળી શક્તિને સ્ત્રી માર્ગ બતાવે છે. સ્ત્રીના અપમાનથી કૌરવ નાશ પામ્યા, સ્ત્રીના શાપથી લંકા પાયમાલ થઇ અને સ્ત્રીના કટાક્ષથી દૈત્યોનો પરાજય થયો.

સુશી૦ પુરુષોની કૃપા ! વધારે દુ:ખની વાત એ છે, કે આ પુરુષોની કૃપાનો ભરોસો રાખીને જ સ્ત્રી જાતિને જીવન ગાળવું પડે છે.

મોરાર૦ પરંતુ એમાં પુરૂષોનો અપરાધ શો ?

સુશી૦ ના, તેનો અપરાધ શો ? ઇશ્વરે પુરુષોનો આહાર સ્ત્રીને બનાવી છે. તે છતાં પુરુષો સ્ત્રીને આદર આપે છે, ગૃહલક્ષ્મી બનાવી રાખે છે.—એ પુરુષની અસીમ કૃપા છે.

મોરાર૦ કૃપા છે !

સુશી૦ નહિ તો બીજું શું ?—આ જે બાલવિવાહ, પરદાનો ચાલ ઇત્યાદિ રિવાજો છે, તે અત્યારસુધી અમારા પર અત્યાચાર રૂપે છે તેમ સમજતી, પણ સમજાય છે, કે ખુની, લંપટ પુરુષોના બચાવ માટે તે રિવાજ પડયો હશે. હવે ભાન થાય છે; કે એ સર્વ કુરિવાજ નહતા ! જ્યાંસુધી સમાજ નીચ, વ્યભિચારી છે—સમાજ આખો સડેલો અને અધ:પતન પામેલો છે—ત્યાંસુધી સ્ત્રીરક્ષણ અર્થે એ સર્વ રિવાજો જરૂરના છે ! કારણ, સ્ત્રી અબળા–શક્તિહિન છે ! !

મોરાર૦ જો પુરુષો આટલા બધા અધમ છે, તો પરણી શું કરવા ?

સુશી૦ આ શું લગ્નો છે ? આ તો એક પુરુષ એક સ્ત્રીને આશ્રય આપે છે. સ્ત્રી પુરુષનો હુકમ પાળશે, તેની સેવા કરશે,

તેના બદલામાં પુરુષ તેને ખાવા-પીવા-પહેરવાનું આપશે. આ લગ્નો છે ? કે નિંદ્ય દાસીત્વ છે ?

**મોરાર૦** ત્યારે સાચાં લગ્ન કોને કહે છે ?

**સુશી૦** જો સ્ત્રી, પુરુષ સરખાં હોત, અને લગ્ન એ પુરુષોને મન વિલાસ અને સ્ત્રીઓને જરૂરનાં ન હોત, અથવા તો કામ એનો રાજા નહોત-પ્રેમ રાજા હોત તો—

**મોરાર૦** તે શી રીતે ?

**સુશી૦** હું એ ચાહું છું—વિશુદ્ધ પ્રેમ, નિષ્કામ, નિસ્વાર્થ, નિર્મુક્ત પ્રેમ. તે પ્રેમમાં ઉતાવળ નથી. વિહ્‌વળપણું નથી, છેહ નથી, સંદેહ નથી, નિશ્વાસ નથી, વિરહ નથી, તે આકાશ જેવો સ્વચ્છ અને મૃત્યુની માફક સ્થિર છે. આપ મંગળમાં હું ગુરૂમાં રહેતી હોઉં તો પણ બન્ને વચ્ચે એકધારો વિશુદ્ધ પ્રેમ સતત વહેતો રહે અને આપણને એક સાંકળે જોડેલાં રાખે.

( વિનોદીનું આવવું. )

**વિનો૦** બેન, હવે અમારા સંસારમાં ભળતી થા. જે અશકય છે, તેનો વિચાર શો ? સંસારમાં સુખ દુઃખ સાથેજ સર્જાયલાં છે. જેથી તે સ્વીકાર્ય અને મિષ્ઠ છે. અંધકાર, તેજ, વરસાદ—ઉકળાટ, સુખ-દુઃખ વગેરે સાથે જોડાયલાં હોવાથી આ સંસારમાં હું જોડાયલી છું. આ જગત્ છોડી હું સ્વર્ગને નથી ઇચ્છતી, હવે ચાલો, જમી લ્યો. [ સર્વનું જવું ]

[ ગભરાતો વસનજી આવે છે ]

વસનજી० ક્યાં ગઈ પુત્રી ! સુશીલા ! બેટા !—અરે, અહીં તો કોઈ નથી. આપણી આર્ય રમણીની કીર્તિનાં ગુણગાન માટે કલ્યાણજીની કેળવેલી બાલિકાઓને લાવ્યો, તે નહિ ગવાય કે શું ? " **चिर जीवो तुम** "–ત્યારપછી ! અરે હત તારીની ભૂલી જવાય છે સ્મરણશક્તિ પણ આ ધમાલમાં ઓછી થઈ ચાલી. બુદ્ધિ ખૂટી જાય, પછી ક્યાંથી લાવવી ?

[ કલ્યાણજીનું આવવું ]

કલ્યા० તેની શી જરૂર છે ?–તમારા સદ્‌ગુણોથી તો સારૂં જગત જીતી શકાય છે. પુરાણોમાં ઘણાં ચરિત્રો વાંચ્યાં, ઇતિહાસ પણ શીખ્યા, પણ આવુ સરળ, ઉદાર, ભોળું, ત્યાગી, અસ્થિર અને આનંદી ચારિત્ર બીજું ન જોયું !

( દયાળજીનું આવવું )

દયા० કલ્યાણજી ક્યાં ગયા ?–બાલિકાઓ ક્યાં છે ?

કલ્યા० તમામ નીચે બેઠા છે.

દયા० તે બધાંને ઉપર બોલાવો. અને આપણ બધાં તે ગીતનું રસપાન કરીએ. મારી પુત્રીઓ પણ તે સાંભળી આનંદ પામશે.

( બાલિકાઓ ગાય છે )

**गीत.**

**चिर जीवो तुम भारत-रमणी रमणी कुल-प्रवरा ।**
**सुस्मितवदना सुधामयी त्यों कोकिलकी सी मृदुस्वरा ॥**

दिव्यसुगठना, लज्जाभरणा, विनत-भुवन-विजयी-नयना ।
मलयधीरगमना धीरा त्यों स्नेहप्रीति-मुखरा ॥

शिशिरस्निग्धवचना, अनुकूला, किशलय पेलव वामा—
अपराजिता, नम्रतापूर्णा, नीलजलदसम श्यामा—

मुक्तादशना, श्यामलकेशी, रक्त कमलदल-अधरा ॥
पतिप्रिया-पतिभक्ता, पतिकी सखी हँसीमे प्यारी—

दुःखमे दीना, दासी, प्रणयिनि, सकल जगतसे न्यारी—
निठुर वचन सुन चुपकी रहती, सर्व सहा ज्यों धरा ॥

गृहलक्ष्मी. देवी, स्वदेशकी गरिमा पुण्यवती—
सावित्री-सीता-अनुगामिनी, सती, सुभाग्यवती—

मर्मर-दृढ-चरिता, कोमल-मन जलसम, नहिं अपरा ॥
हा, यहरत्न दासके हियमहँ ! पंक-पतित शशि-हाँसी—

पुरुष-भीरु,-रमणी तस्कर-तिय स्वार्थदास-दासी—
क्यहि बाँधी पशु साथ. हाय, ये स्वर्गअप्सरा प्रवरा * ॥

---

* હિંદુ સ્ત્રી જગતમાં અગ્રસ્થાન ભોગવે છે. તેની કુળમર્યાદા, બોલવાની મીઠાશ, શરમાળપણું, વિવેક, શાન્તિ, પતિને પગલે ચાલવું, સુખ દુઃખમાં ભાગીદારપણું અને પવિત્રતા તથા સતીત્વપણું જોતાં એ આર્ય-રમણીયોને વદન કરવાનું કોને મન ન થાય ? હિંદની સતીયોની નામાવલિ જોતાં આપણી છાતી વહેંત વહેંત ફૂલે, અને એ પ્રાતઃસ્મરણિય સીતા, સાવિત્રી જેવી માતાઓનાં યશોગાન અહોનિશ ગાઇએ એટલાં આપણાં સદ્ભાગ્ય !

ભી. પુ.

## પ્રવેશ ૩ જો.

સ્થાન—જેલખાનું.

સમય—સમીસાંજ.

[ વલ્લભજી ]

વલ્લભ૦ સર્વ છોડીને આવ્યો, તોપણ તે મારી પાછળ પાછળ કેમ ફરતી હશે ? જેલમાં આવ્યો, તોય છોડતી નથી ! હું ઘાણીનો બળદીઓ છું—અને તે મને સોટી મારી મારી ફેરા ફેરવે છે. મારા હૃદયમાં જ્યારે અંધકાર વ્યાપે છે, ત્યારે તે હૃદયને જાગૃત કરે છે, હૃદય ફટકવા માંડે છે ! બીજો કોઈ તેના હાથમાં નથી આવતો, કે બીજો કોઇ તેને બોલાવતો પણ નથી. મારો આત્મા પણ કંપી ઉઠે છે. મનની પીડા મનમાં ઉછળે છે, ને દેખાય છે. રહી રહીને આમ થાય છે. હે પ્રભુ ! મારાં કર્યાં કર્મનાં ફળ ક્યારે પૂરાં થશે ? આ પીડાઓ ક્યારે સમશે ? ક્યારે ટળશે ? ક્યારે છૂટશે ?

[ જેલરનું આવવું. ]

**જેલર૦** બે વર્ષ પછી.

**વલ્લભ૦** હા, હા, હા. જેલર સાહેબ, મારાં પાપ તમે જાણતા લાગો છો, બે વર્ષ તો શું પણ કેટલાં ય વર્ષ જેલ ભોગવતાં તે ખૂટે તેમ નથી. જાણો છો, મેં શાં શાં કારસ્તાન કર્યા છે તે?

**જેલર૦** કેમ નથી જાણતો? જાણું છું—છળ કપટ કર્યા છે.

**વલ્લભ૦** અરર! આટલુંજ જાણો છો. રામ રામ!—સરળ હૃદયની ભોળી બાલિકાને ડુબાડી છે, ભોળા પવિત્ર ભાઇને ઠગ્યો છે, લોહી માંસના ગાઢા સંબંધને દગો દીધો છે. સંબંધીઓને ભૂખે માર્યા છે. તે સંનિપાતમાં નથી મરી—અન્ન પાણી વિના તરફડી તરફડીને મરી છે.

**જેલર૦** કોણ?

**વલ્લભ૦** મારી સ્ત્રી. તે વસીયતનામાનાં તમામ કારસ્તાન જાણતી હતી. તેને ઝેર આપી મારી છે. જાણો છો સાહેબ, રાત્રીના મારાં સર્વ પાપો મારી નજર આગળ ખડાં થાય છે, તે વખતે શું જોઉં છું?

**જેલર૦** શું જૂઓ છો?

**વલ્લભ૦** તે તમામ મારી સામે ઉભાં રહી ધારી ધારીને જોઈ રહે છે. તે તમામ મારાં દુઃખોને હસે છે, મને ધિક્કાર આપે છે. આ પાપો મેં ઇશ્વર ભક્તિનો ઢોંગ કરી છૂપાવ્યાં છે. “બગ ભગત” બની જીંદગી ગાળી છે. અરે હાય! મારી શી ગતિ થશે?

[ જેલર તિરસ્કાર ભરી દૃષ્ટિ નાખતો ચાલ્યો જાય છે. ]

વલ્લભ૦ હું એકલો છું. જો બીજા કેદીયો સાથે વાત કરવાનું મળે તો કંઇક આરામ મળે, પણ કોઇ સાથે વાત નથી થઇ શકતી, હું સર્વથી દૂર દૂર નાસું છું. મને આરામ નથી, ચેન નથી, શાંતિ નથી, જીવ ચહાય છે કે આખો દહાડો ઘંટી ફેરવ્યા કરૂં, પણ શરીરથી તે બનતું નથી. અરે કેટલા દિવસ આ યાતનાઓ ભોગવવી પડશે !–પ્રભુ ! કેટલા દિવસ ભોગવાવીશ ? દયાળજી આવે છે, ભાઇ દયાળજી !

[ દયાળજીનું આવવું. ]

દયાળજી૦ મોટાભાઇ ! મોટા–( પગે લાગે છે. )

વલ્લભ૦ મને ક્ષમા કરો ભાઇ, મેં જે કાંઈ કર્યું છે–બહાર સંસાર વ્યવહાર રૂપી પ્રકાશમાં મને જે ન દેખાયું–તે જેલખાનામાં એ દિવસના અંધકારમાં દેખાઇ ગયું. પાપીઓને માટે આ તીર્થસ્થળ છે.

[ કલ્યાણજી ને વસનજીનું આવવું. ]

વસન૦ 'ઇશ્વર છે,' આ એક મહા સૂત્ર છે.

કલ્યા૦ ઇશ્વર છે, આ સૂત્રમાં અને તેના આચરણમાં તમે સારૂં જીવન વીતાવ્યું વસનજી !

વસન૦ નહીં, હવે સંદેહ નથી રહ્યો. જો કોઇપણ વખતે ચિત્તના વિહ્વળપણામાં બોલાઇ જવાયું હોય કે "તૂં નથી." તો ક્ષમા કરજે. ભગવન્ ! તું છે અને તેનું પ્રમાણ આ રહ્યું. ( વલ્લભજી તરફ જોઇને. )

કલ્યા૦ વસન ! દુઃખીને દુઃખમાં જોઇને તમને આનંદ થાય છે ?

**વસન૦** હા, જો તે મૂર્ખ હોય તો.

**કલ્યા૦** મને તો દુઃખ થાય છે. ભલે તે ગમે તેવો મૂર્ખ, શેતાન હોય, તોપણ મારાથી તેવાઓની પીડા જોવાતી નથી.

**વસન૦** મને તો દુઃખ નથી થતું. ખૂબ મઝા પડે છે. નાચવાનું, કૂદવાનું, ગાવાનું મન થાય છે. નાચૂં ?

**કલ્યા૦** શું અહીં નાચશો ?

**વસન૦** બરાબર કહો છો. નાચીશ ! વસન ! ગૃહસ્થ બન. માણસાઇમાં રહે. અહીં તે વળી નચાતું હશે ?

**વલ્લભ૦** વસનજી ! સંસારમાં જો પવિત્ર અને નિર્મળ, સાધુ પુરુષ જોવો હોય તો તમે એકજ છો. તમે તમારો સ્વાર્થ લેશ નથી વિચાર્યો. પારકા માટે અસહ્ય પીડાઓ ભોગવી છે. હું તમને ઓળખી ન શક્યો. મારા અસંખ્ય અપરાધ છે —માફ કરો.

**વસન૦** આપ આ શું બોલો છો મોટા ?

**દયાળ૦** મોટાભાઇને માફ કરો—વસનજી !

**વસન૦** આ શું ! શું હું ક્ષમા કરીશ ? હું કોણ છું ?

**વલ્લભ૦** મારા તરફ બરાબર જુઓ. મારા હૃદયની અંદર ભયંકર પીડાઓ ભરી છે. આ બહારના અંધકાર કરતાં અંદરનો અંધકાર ભયાનક છે; આ શિક્ષા કરતાં અન્તરની શિક્ષા વિકટ છે. હું રાત્રીના સૂતાં કે સ્વપ્નામાં કંપી ઊઠું છું. શું કરૂં ! મેં શાં શાં પાપ કર્યાં છે ?—ક્ષમા કરો ભાઈ ! ક્ષમા કરો. ( વસનજીના પગમાં આળોટે છે. )

દયાળ૦ ( રડવુ રોકીને ) વસનજી !—

વસન૦ વલ્લભજી ! તમારો ભાઇ, તમારા માટે રૂદન કરે છે, તે જોઇ મારી આંખો આંસુથી છલકાઇ જાય છે. નહિ તો તમારા જેવા પાપીઓ માટે—ના વસન ! શું બકે છે ? આજ સર્વ ભૂલીને ક્રોધને આંસુમાં વહેવા દે—વલ્લભજી ! મોટાભાઇ, તમારૂં આ દયામણું મોં જોઈ લાગી આવે છે, કે તમારે બદલે હું જેલ ભોગવું. તમે છૂટી જાઓ. શું એમ નહિ બનતું હોય ?

કલ્યા૦ વસનજી ! તમે તો મહાપુરુષ જણાઓ છો !

વલ્લભ૦ વસનજી ! મને શું દુઃખ છે ! તમે મને ક્ષમા આપી એટલે બસ. હવે હુ સુખે રહી જેલના દિવસ ગુજારીશ—દયાળજી ! ભાઈ ! મારી તમામ મિલકત તમારી છે. એથી વધુ મારૂં હૃદય તમને આશિષ આપે છે. જાઓ, ઘેર જાઓ. આશીર્વાદ આપુ છું. સદા સુખી રહો.

દયા૦ સુખી ! હું ! ઇશ્વર એવો અન્યાય કરશે !

કલ્યા૦ ભાઈ ! જાણું છું. આ બનાવથી તમારૂં દીલ ચીરાઇ જાય છે તે, પરંતુ ઘણાં સુખો સાથે દુઃખ ભળેલુંજ છે. એકલું સુખ સારા સંસારમાં દષ્ટે નહિ પડે. આ સંસાર રૂપી રંગભૂમિ અનેક રંગોથી રંગાયલી છે.

દયા૦ કલ્યાણજી ! વસનજી ! તમો બન્નેનું દેવું આ જન્મમાં પુરૂં નથી થવાનું. આ જીવનમાં તમારા ઉપકાર નહિ ભૂલું. મારૂં જીવન હવે વધુ નહિ ટકે. હવે જીવવાની ઇચ્છા પણ નથી. મારી સ્ત્રીની ક્ષમા માગવા માટેજ જીવન ટકાવી રહ્યો છું. તેણે આખું જીવન દુઃખ અને ગરીબાઇ ભોગવ્યાં અને હવે—હું સુખ ભોગવીશ ? એમ કદી બને ખરૂં !!

વસન૦ શા માટે? મારાં ભગવતી ભાભી પણ તમારા સુખમાં ભાગ પડાવશે.

દયાળ૦ દેવી! તે શું આ પાપ ભરી પૃથ્વીમાં જીવીત છે? મેં તેને મારી નાખી છે!

વસન૦ તે આ પૃથ્વી પર છે—ને મારા ઘરમાં છે.

દયા૦ હેં! સાચું-સાચું કહો છો? વસનજી!—

વસન૦ શું હું જુઠું બોલું છું? આ મશ્કરીની વાત છે? તે આપઘાત કરવાની તૈયારીમાં હતાં, પરંતુ મેં સમજાવીને તેમના પિતાને ત્યાં પહોંચાડયાં હતાં. ત્યાંથી થોડા વખત પર મારે ત્યાં આવી રહ્યાં છે.

દયા૦ વસનજી! વસનજી!-તમે મારા શા સગા છો?

વસન૦ હું તમારો દાસાનુદાસ નાનો ભાઇ છું.

વલ્લભ૦ ભાઇ! ના, ના. ભાઇ કરતાં પણ અદકા છો.

વસન૦ ભાઇનું પદ કોઇ ઓર છે, પણ તમે તે ગૌરવભર્યાં પદને ન સંભાળી શક્યા—એ વાત સત્ય છે.

( જેલરનું આવવું. )

જેલર૦ ભાઇઓ તમારા મેળાપનો સમય થઇ ગયો છે. બહાર ચાલો.

દયા૦ મોટાભાઇ! તમારા પગની ધૂળ માથે ચઢાવું છું. (પ્રણામ કરે છે)

વલ્લભ૦ સુખી થાઓ.

( વલ્લભજી સિવાય સઘળાનું જેલ બહાર જવું. )

## પ્રવેશ ૪.

**સ્થળ: રાજમાર્ગ.**

**સમય: સંધ્યાકાલ.**

( વસનજી, દયાળજી અને કલ્યાણજી )

દયા૦ મારી જીંદગીમાં બહુ દુઃખો જોયાં અને કુટુમ્બને પણ હેરાન હેરાન થવું પડયું !

વસન૦ ભાઇ, જગતમાં સૌના વારાફેરા છે. દુઃખ પછી સુખ મળે છે; તમારે દીકરીઓની ચિંતામાં જીવન ગાળવું પડયું છે.

કલ્યા૦ આપણા સમાજમાં દીકરીઓની લગ્ન ચિંતામાં, વાંકડાના, પયઠણના પૂરતા પૈસા આપવા માટે ગરીબોની સ્થિતિ દયાળજી જેવી જ થાય છે.

વસન૦ શું કરે ! આપણા દેસાઇઓના પુત્રો અક્કલ હોય કે ન હોય તો પણ કુળની મોટાઇમાં મરી જઈ, ખાલી માન રાખી બિચારા પુત્રીના બાપોને નીચોવે છે અને "ગુંજાના

વર ' બની પોતાનાં ખીસ્સાં ભરે છે, પછી તે પૈસા હોય ત્યાં લગી ગમે તે માર્ગે પૈસા વેરી મોજ કરે છે.

**દયા૦** કંઇ નહિ ભાઈ, આટઆટલાં દુઃખો ને ચિંતાઓ ભોગવતાં છતાં આપણી સુશીલા, મોરારજી સાથે જોડાઇ સુખી થઇ, પ્રભુ તે બન્નેને સુખી કરો.

**વસન૦** પ્રભુ તે જોડાને ફળવંતુ બનાવો ! !

